# સુબોધસંગ્રહ.



રચનાર

---

" फूले फले न बेत, यद्दपि सुधा बरषै जलद ।
मूरख हृदय न चेत, जो गुरु मिले बिरंचि सम."

મુંબઈ:

મુલ્ય બાર આના.

## [illegible] પ્રૌઢપ્રતાપ કૃપાનિધાન.

## શ્રીમન્મહારાજાધિરાજ, મિરઝાં મહારાઓ શ્રી૭ ખેંગારજી સવાઈબાહાદુર જી. સી. એસ. આઈ. માલિક મુલ્કે કચ્છ.

મહારાજા સાહેબ,—

આપ કચ્છસરખા વિસ્તીર્ણ મુલુકના અને તેમાં વસતી સાહસિક પ્રજાના અધિપતિ છો, ભરતખંડના ભૂપતિમંડળમાં અગ્રગણ્ય છો. વિદ્વાન, ઉદાર, બુદ્ધિમાન, પરમપુરૂષાર્થી, ધૈર્યવાન, સદાચરણના સ્થંભરૂપ, સત્સંગતના લોભી અને વિદ્વાનમંત્રિમંડળથી પરિવેષ્ટિત છો. વિદ્યા, કળા, હુન્નર અને ગુણીજનોના આશ્રયસ્થાન છો. આપ કૃપાવંત મહારાજાસાહેબના રાજ્યની ઉદારતાનો લાભ આપની પ્રજા એકલીજ નહિ પણ જે પ્રજા સાથે આપનો વિશેષ સંબંધ નહિ એવી બીજી આર્યપ્રજાઓ પણ લેછે. તેમાં પણ સાંપ્રત આપને હાથે થતી ઉદારતાથી મુંબઈ ઈલાકામાં વસતી તમામ પ્રજાને લાભ મળેછે. પ્રજાપાલનાર્થે તત્પરતા, નિરંતર તેઓની ઉન્નતિમાટે ચિંતન અને તેઓને યથાન્યાય આપવાને દરેક પ્રસંગે રખાતી કાળજી, એ આપ મહારાજાસાહેબના ઉત્તમ કર્તવ્યને સર્વ લોકોમાં સ્તુતિપાત્ર પ્રસિદ્ધિ મળી છે. વિદ્વાનવર્ગના આશ્રયદાતા અને કવિવર્ગને તો આપ પ્રખ્યાત ભોજભૂપતિ તુલ્ય છો. ભરતખંડના ઘણા ભાગોમાં અને યુરોપસરખા સુધરેલા ખંડમાં આપે ઉમંગસહિત પ્રવાસ કર્યો છે,—ઇત્યાદિ આપનાં સત્કાર્ય અને સદ્‌ગુણોપર ઉપજતી પુજ્યભાવનાએકરી આ લઘુ પુસ્તક આપ મહાપ્રતાપી મહારાજાસાહેબને ઘણા માનપૂર્વક અર્પણ કરૂંછું. તે સ્વીકારશો.

આપનો અતિ આભારી સેવક.

કહાનજી ધર્મસિંહ.

## ( બરવા-પીલુ ઇત્યાદિ. )

" હંસ તન મનકી કૌન બડાઈ "—એ રાગ.

ભૂપ ખેંગાર ભલા ભાગ્યશાળી, પાળિ પ્રજા જેથી કીર્તિ રૂપાળી; ભૂપ૦
ગાય ગુણો કવિલોક ઉમંગે, આપ તણા ઘણા પ્રસંગે; ભૂપ૦
વિદ્યા નીતિ કેરાં કીધાં સુકાજે, બાંધિ સુધર્મે વિવેકની પાજે; ભૂપ૦
ધર્મ ક્ષમા ને ઉદારતા આદી, પામ્યા પ્રભુ પ્રેમ-ભક્તિ પ્રસાદી; ભૂપ૦
નિશદિન ચિંતન ન્યાયનું મનમાં, લવપણ નવ મમતા તન ધનમાં; ભૂપ૦
સાધન શુદ્ધ સુધારા વધારી, દેશ આબાદ કર્યો હિતકારી; ભૂપ૦
કુશલ કોવિદ મંત્રિમંડળ સોહે, ન્યાય નીતિ રીતિ જન મન મોહે; ભૂપ૦
ધન્ય નૃપતિ ધન્ય સંપત્તિ તારી, સન્મતિએથી થયા સુખકારી; ભૂપ૦
નરપતિમાં આપ નવલ નમૂનો, એ ઉપકાર છે પરમ પ્રભુનો; ભૂપ૦
આપ સમાન બને સહુ રાજા, પાળજો પ્રેમથી મરજાદા; ભૂપ૦

## ( આશા-ગોડી. )

" નાથ કૈસે ગજકો બંધ છુડાયો "—એ રાગ.

ભૂપ ખરા સુખકારી, ખેંગારજી ભૂપ ખરા સુખકારી; ભૂપ૦
રાજસુધારા કાજ કરીને, તાજ દિપાવ્યું ભારી;— ખેંગારજી૦
બુદ્ધિ વિશાળ વિવેક વધારી, કીર્તિ જ્યોતિ પ્રસારી;— ખેંગારજી૦
પંડિત જનના પ્રેમિ પરીક્ષક, રક્ષક ને ઉપકારી;— ખેંગારજી૦
ઉત્તમ રાજનીતિની રીતિ, ઉરથી કદિ ન વિસારી;— ખેંગારજી૦
સાચવશે વટ છેવટ સુધી, સાચની સાચ સ્વિકારી;— ખેંગારજી૦
દીનજનોની પ્રતિદિન પોતે, દાદ લહો દુઃખહારી;— ખેંગારજી૦
અધિક વળી સુખસંપત પામો, દાન અરજ એ ઉચ્ચારી;— ખેંગારજી૦

[illegible] સમ ભૂજપતિ, ગુણસાગર ખેંગાર,
પરદુખભંજન પ્રૌઢ મતિ, અંતર પરમ ઉદાર. ૧

કીધાં જનકલ્યાણનાં, મનગમતાં બહુ કામ;
ઠામ ઠામ જશ જામિયો, આપતણો સુખધામ. ૨

વિદ્યા નીતિ સુધર્મમાં, પ્રીતિ સહાય વિશેષ;
કવિ કોવિદ યશ ઉચ્ચરે, હર્ષિત હૃદય હમેશ. ૩

ઉત્તમ [illegible] આભૂષણે, શુભ શોભાવ્યું રાજ;
રામરાજ સમ તાજ તુજ, તપો સદા અધિરાજ. ૪

ભારતખંડ નૃપમંડળે, અગ્રગણ્ય છો આપ;
વિદ્વન્ રાજ. સમાજથી, પસર્યો પ્રૌઢ પ્રતાપ. ૫

સદાચારના સ્થંભ ને, સત્સંગતિપર પ્યાર;
પ્રજાપ્રેમ–પ્રભુતાવડે, શોભાવ્યો અધિકાર. ૬

કરી યુરોપ પ્રવાસને, વિવિધ મેળવ્યું જ્ઞાન;
શ્રીરાણી સરકારથી, પામ્યા અતિ સન્માન. ૭

સવાઈ બ્હાદુરનો અને, છે શુભ રાવ ખિતાબ;
પ્રૌઢ ભારતેન્દુ તણો, મળ્યો શ્રેષ્ઠ ઇલકાબ. ૮

સોનું અને સુગંધ સમ, સદ્‌ગુણ સંપત્તિ સ્હેજ;
ઉભય આપમાં ઓપતાં, નિરખી મન હરખેજ. ૯

વિસ્તારી સદ્‌ગુણ વળી, સ્વચ્છપણે સુખકાર;
કચ્છદેશ ભડ ભૂપતિ, પામો પ્રભુનો પ્યાર. ૧૦

## ( હિંદી. )

ભાવ ભાળિ મહારાવશ્રી તમારો, વળિ સાંભળી સુકાજ ને વિચારો;
ગુંથિ ગ્રંથ આ **सुबोधकाव्य** માળ, નીતિ–ભક્તિ–પ્રીતિ પૂષ્પથી રસાળ.–૧
પેખિ પ્રૌઢ પાત્ર આપને કૃપાળુ, દિલ દ્રવે આર્દ્રભાવથી દયાળુ;
અર્પિ ગ્રંથ આ સમર્થ હાથ પ્રેમે, દઉં સુભાશિષ રહો રાવ ક્ષેમે.–૨

# પ્રસ્તાવના.

આ ગ્રંથનું નામ "સુબોધસંગ્રહ" એવું રાખવામાં આવ્યું છે. જુદે જુદે પ્રસંગે ધર્મ, ભક્તિ, વૈરાગ્ય, નીતિ તથા સંસારાદિક અનેક ઉપયુક્ત અને મનોરંજક વિષયોપર જે જે કવિતાઓ મેં રચેલી તેનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથમાંની કેટલીક કવિતા ગૂજરાતશાળાપત્ર, પ્રિયંવદા તથા બુદ્ધિપ્રકાશ જેવાં ગુર્જર પ્રજામાં પ્રસિદ્ધિ અને માન પામેલાં માસિક પુસ્તકોમાં તેમજ કેટલાંક વર્તમાન પત્રોમાં પ્રસંગોપાત પ્રગટ કરવામાં આવીછે.

ગૂજરાતી ભાષામાં પ્રજાની નીતિ સુધારવાને બદલે તરૂણ તરૂણીઓનાં મનને ચલબિચલ કરી તેમની નીતિ અને અંત:કરણની પવિત્રતાને મલિન કરનારાં એવાં અનેક પુસ્તકો પ્રગટ થાયછે તેમ તેમનો ખપ પણ વધારે થાયછે એ શોચકારક છે. પ્રજાની નીતિ સુધારવા અને જેથી લોકને સુબોધ પ્રાપ્ત થાય એવાં પુસ્તકોની આધુનિક કાળમાં આવશ્યકતા છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. સરકાર પણ વિદ્યાર્થીઓને નીતિસંબંધી કેળવણી આપવા આજકાલ ઉત્સુક જણાય છે તેવા સમયમાં આ ગ્રંથ ગુર્જરપ્રજા તરફના યોગ્ય સત્કારને પાત્ર થશે એમ હું ધારૂંછું.

હું એક કવિ છું અથવા લોકો મને કવિ કહે એવા હેતુથી મેં આ પદ્યગ્રંથ રચ્યો નથી. મારા અવકાશના સમયનો સદુપયોગ કરવાના હેતુથી, તેમજ મારા શોખની ખાતર પ્રસંગે પ્રસંગે જે પદ્યરચના કરવામાં આવેલી તે મારા કેટલાક મિત્રોની સૂચના ઉપરથી ગુર્જર પ્રજાની સેવામાં મૂકવામાં આવીછે.

પ્રસિદ્ધ પુરૂષો સંબંધી આ ગ્રંથમાં જે જે કવિતાઓ મેં રચેલી છે તે તે કોઈપણ પ્રકારના લાભની આશાથી રચવામાં આવેલી નથી. એમાં જે જે પ્રસિદ્ધ જનોના ગુણોનું કથન કરવામાં આવેલું છે તેમના તરફથી દ્રવ્યાદિક સંબંધી કશો પણ આશ્રય મને મળ્યો નથી તેમ તે મેળવવાની આશા પણ હું રાખતો નથી.

મેં કાંઈ સંસ્કૃત કે પ્રાકૃત કાવ્યશાસ્ત્રસંબંધી ગ્રંથોનો અભ્યાસ કર્યો નથી, તેથી આમાં કદાપિ કોઈ સ્થળે કાંઈ દોષ જોવામાં આવે તો વિદ્વજ્જનો ક્ષમા કરશે એવી આશા રાખુંછું. એક અંગ્રેજ કવિ કહેછે કે

તરણાં જેમ પાણીની ઉપરનાંઉપર તરતાં નજરે પડેછે તેમ દોષ પુસ્તકમાં તરતા માલમ પડેછે. પણ ગુણરૂપી શુભ રત્નો ઉંડાણમાં રહેલાં હોવાથી જે ટીકાકારો તારા જેવા હોયછે તેમનેજ હાથ આવેછે.

હાલમાં અંગ્રેજી કેળવણી પામેલા કેટલાએક વિદ્વાનો તરફથી આપણી ભાષામાં જે કવિતાઓ રચાય છે તે એવી અને એટલી કઠિણ હોય છે કે સામાન્ય પ્રજાવર્ગથી તેનો અર્થ ન સમજી શકાયાથી તે તેમને નિરૂપયોગી જેવી થઈ પડેછે. એવી કઠિણ કવિતા ન રચતાં લોકો સેહેલથી અર્થ સમજી શકે એવી સરળ ભાષામાં આ પદ્યગ્રંથ રચેલો હોવાથી, ગુર્જર પ્રજા એનો આદરપૂર્વક સ્વીકાર કરશે તો મારા અલ્પ પરિશ્રમનો મને યોગ્ય બદલો મળ્યો એમ હું સમજીશ.

આ પુસ્તક અર્પણ કરવામાટે કૃપાવંત કચ્છદેશના શ્રીમન્મહારાજા સાહેબની પરવાનગી માગતાં, તેઓ સાહેબે આ પુસ્તક ઉપર ઉપરથી વાંચી જઈને ખુશી સાથે પોતાની મંજુરી આપી તે માટે તેમનો મ્હોટો ઉપકાર માનુંછું.

કવિતા વિષે રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ અને ગૂજરાત શાળાપત્રના વિદ્વાન્ તંત્રિ રાવસાહેબ નવલરામ લક્ષ્મીરામે તેમજ મારા હિતેષી જનપ્રિય કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ અને નામદાર કુમારશ્રી કલુભાસાહેબના શિક્ષક સત્‌કવિ શિવલાલ ધનેશ્વરે કેટલીક સૂચના કરવાથી અને મારા કવનપ્રત્યે પ્રસન્નતા બતાવવાથી તેમનો આ પ્રસંગે આભાર માનતાં મને અતિ આનંદ ઉપજે છે.

મુંબઈ, જેષ્ઠ પૂર્ણિમા. ૧૯૪૪. } કહાનજી ધર્મસિંહ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ પહેલું.

### ઈશ્વરભક્તિ.



### વૈરાગ્ય તથા ધર્મસંબંધી.



---

## પ્રકરણ બીજું.

### નીતિ તથા ઉદ્યોગસંબંધી.

## પ્રકરણ ત્રીજું.

### સંસાર સુધારા સંબંધી.



## પ્રકરણ ચોથું.

### વિવિધ વિષયો.



## પ્રકરણ પાંચમું.

### નામાંકિત નરનારીઓ.



### સ્ફુટ કવિતા.

# સુબોધસંગ્રહ.

## પ્રકરણ ૧ લું. ૩૫૩૮

### ઇશ્વરભક્તિ.

#### પદ.

"જગત્‌ના નાથા પરબ્રહ્મ દેવા"—એ રાગ.

જય જગજીવન જગતપતી તું, વિષ્ણુ, વિરંચી ને લોકપતી તું;
તું શિવ તું જીવ શક્તિ સહૂ તું, પામર પ્રાણિ હું ભેદ લઉં શું?—જય૦ ૧
તું જૈન તું બૌધ બ્રહ્મો પ્રભુ તું, નિરગુણ સગુણ તમામ વિભૂ તું;
પીર પેગમ્બર અલ્લા ખુદા તું, જૂજવાં નામો ન જૂજવો તું છું.—જય૦ ૨
શ્રીરામ કૃષ્ણ તે તુજ અવતારો, મચ્છ કચ્છ પરશુરામ ધારો;
નૃસિંહ નારાયણ વામન આદી, રૂપ ધરી આપી ભક્તિ પ્રસાદી.—જય૦ ૩
પતિત-પાવન પતિ ગતિ ન કળાએ, દત્ત દિગંબર પણ હારિ જાએ;
નિરગુણ સગુણ બહૂ તુજ નામો, બહુ ઠામ બહુ કામ બહુ બહુ ધામો.—જય૦ ૪
જૂદા જૂદા મત જૂદા આકારો, જૂજવા પંથ આચાર વિચારો;
આખર્ સત્ય તું નિત્ય પ્રભૂછું, ભૂધર ભાવ ધરીને ભજૂંછું.—જય૦ ૫
સહુ અપરાધ ક્ષમા કરિ દાતા, પૂર મનોરથ હે ગુણજ્ઞાતા;
ગાઉં ગુણો કાન શુદ્ધ તો થાઉં, નાથ ગ્રહે હાથ તો પાર જાઉં.—જય૦ ૬

#### ભૈરવી—પદ.

"બનમાલી બને મુરારી"—એ રાગ.

જગદીશ્વર જગદાધાર, મુજ અરજી આ નિર્ધાર ધાર;—જગદીશ્વર૦
તુજ અપાર ગુણ હું શું ગાઉં, અલ્પમતિ અનુસાર સાર;—જગદીશ્વર૦
ભયભરિત આ ભવસાગરથી, ઝાલી કર કિરતાર તાર;— જગદીશ્વર૦
ગુણજ્ઞ જન પણ ગોથાં ખાએ, ભરી જ્ઞાન સંભાર ભાર;— જગદીશ્વર૦
ગમાર જન ક્યમ માર ન ખાએ, મૂકી દઇ દરકાર કાર;— જગદીશ્વર૦
સુખી ન કોઈ સર્વે કલ્પના, દુખ વીખની વખાર ખાર;— જગદીશ્વર૦

કુસંપકારી શત્રૂવટ ને, સંશયની સંહાર હાર;— જગદીશ્વર૦
કાન કરગરૂં અનાથ બન્ધુ, આવ મ્હારી આવાર વ્હાર;— જગદીશ્વર૦

## હિંદી.

અખિલ વિશ્વનાથ હાથ દોરિ તારે, કોણ દુઃખ ત્રાસથી મને ઉગારે;
જગતતંત્ર સર્વ તાહરે અધીન, વૃથા વહન કરે ભાર મતિ-શૂન્ય.—૧
તુજ કૃતિની પાસ માનવિ અશક્ત, બુજે સર્વ તે ગુણો સમર્થ ભક્ત;
તું છે ભક્તને અધીન સર્વ કાળે, ખલકમાત્રને કૃપાથી જો તું પાળે.—૨
પરિબ્રહ્મ વળી મહત્ નામ તારૂં, મહત્ કૃત્યની સ્તુતિ શું હું ઉચ્ચારૂં;
સર્વકાળ વિદ્યમાન ને સમક્ષ, સર્વસાક્ષી સર્વરૂપ તું પ્રત્યક્ષ.—૩
મુંઢ સ્વારથી અને હું મહાપાપી, લોભિ દંભિ કામિ મૂર્ખછું તથાપી;
કૃપાદૃષ્ટિથી સદૈવ દેવ પોષે, પિતુમાત પેર નવ ભરાય રોશે.—૪
રસિક કાવ્ય કળા જ્ઞાન મને આપો, મતિ મલિન મારિ કૃપાકરી કાપો;
વિકટ ભવપથે હું વિપત અતિ સાહું, ચળિત ભ્રમિત ચિત્તવૃત્તિથી મુંઝાઉં.—૫
પતિતપાવના પ્રતીતિ એક તારી, ગતિ કર તું જેમ ગમે તેમ મારી;
છઉં શર્ણું ચર્ણું અહોનીશ તારે, દયા કરિ દયાઘના તું મને તારે.—૬
પરિબ્રહ્મ મને પૂર્ણ છે ભરોસો, દુરિત દોષ દયાનાથ નહિં જોશો;
વિશ્વવંદ્ય તને વિદિત સર્વ વાત, ક્ષમા શાંતિ આપિ કાન ઝાલ હાથ.—૭

## કાહારવો—પદ.

"હરિ બેવચની નહિં થાઉંજી"—એ રાગ.

ગાઉંજી હું ગાઉંજી, હરિ તુજવણુ કોને ગાઉંજી;— (ટેક)
વિપતનાં વાદળ ચ્હડી આવે, મનમાં મસ મુંઝાઉંજી;— હરિ૦
ગર્વિ સ્વારથી જન નગૂણા, શું તેથી સુખિ થાઉંજી;— હરિ૦
ફોકટ ફંદે ફૂલિ ફસાયો, ખટપટથી ખીજાઉંજી;— હરિ૦
હારી હરિ છેવટ હું આવ્યો, તારી સાહ્યતા ચ્હાઉંજી;—હરિ૦
ખોઉં કુમતિ સહુ, આપ સુમતિ તું, જ્ઞાનપથે ગુંથાઉંજી;—હરિ૦
મનમળ સઘળા ધોઈ નાખીને, ભક્તિજળે હું નાહુંજી;—હરિ૦
અતિ ચતુરાઈ ડા'પણ કરતાં, ચૂંથાઈ ચંપાઉંજી;— હરિ૦
સહુ અપરાધ ક્ષમા કર દેવા, ધીરજથી સહુ સ્હાઉંજી;—હરિ૦
કાન મૂકિ અભિમાન તાન ને, તરતીબ નહિં તણાઉંજી;—હરિ૦

## ધોળ—પદ.

"સર્વ જૂઠુંરે, સર્વ જૂઠુંરે. સઘું કુટુંબ શરીર—જગપતિ સાચા જાણજે"—એ રાગ.

કર કરૂણા રે કર કરૂણા; દીનનાથ દયાળ;
મુજને હરી તુજ આશ રે,—કર કરૂણા૦ ૧
મ્હારો તું છું રે મ્હારો તું છું રે; પ્રાણનો પ્રતિપાળ;
હું ત્હારા દાસનો દાસ રે,—કર કરૂણા૦ ૨
સહૂ જૂઠું રે સહૂ જૂઠું રે; જગ આળ પંપાળ;
માયાનો મિથ્યાભાસ રે,—કર કરૂણા૦ ૩
કરી કુડું રે કરી કુડું રે; આપું તૂજને આળ;
વિશ્વાસનો નથી વાસ રે,—કર કરૂણા૦ ૪
કામી ક્રોધી રે કામિ ક્રોધી રે; શોધું હું મધલાળ;
શુદ્ધ બુદ્ધિનો ન પાસરે,—કર કરૂણા૦ ૫
તાર ત્રાતા રે તાર ત્રાતા રે; કર ઝાલી કૃપાળ;
કાન બોલવ સહુ આ અરે,—કર કરૂણા૦ ૬

## સાખી મરાઠી ચાલની.

દીનદયાળ પ્રભુ કરૂણાળુ, ભક્તાધિન ભગવંત,
તારિ અનંત મહંત કૃતિનો, પાર ન પામે સંત;
સુખ-દુખ એ મનની રચનાને, ક્ષણ ક્ષણ તું ઉપજાવે,
જ્ઞાન ને ગુણનું દાન દઈને, અધના ઓધ સમાવે.— ૧
કુટીલ કપટી ખટપટિ લોકો, અટપટિ ઉચરી વાત,
પામર જનપર પીડા પાડી, થાય હૃદે રળિયાત;
તરકટ કપટ નવાં નિપજાવી, સંકટમાં સપડાવે,
તેથી પણ દિનબન્ધુ તું તો, સાચાનેજ બચાવે.— ૨
દીનદયાળ દયાનિધિ એવા, તારા અતિ ઉપકાર,
ભૂલી ભટકે ભોળા લોકો, ખાય ખતા થઈ ખ્વાર;
એવાઓની પણ અવિનાશી, શુદ્ધ ઠેકાણે આણે,
સુચવી સુખના પંથ તું પ્રીતે, દુખસાગરથી તાણે.— ૩
નમ્ર સરળ થઈ નિત્ય રહ્યો છું, નથી અનીતી કીધી,
ન્યાયનીતિની પુંઠજ પકડી, તો શિ દશા આ દીધી;
અંતરમાં ડર આણી તારો, કરતાં સઘળાં કામ,
વિપત્તિનું વાદળ ચડિ આવે, કળીકૃતજ એ કાં ન.— ૪

## પ્રભાત-પદ.

"ઉઠ પ્રભાત સમરિયે તે શ્રીગનેશ દેવા"—એ રાગ.

દીનબન્ધુ દયાસિંધુ, ઈશ ઉપકારી;
દે સુબુદ્ધિ જ્ઞાન નિત્ય, પાપને નિવારી;—દીનબન્ધુ૦ ૧
ધરીને કૃપા અનૂપ, આપ સાહ્ય સારી;
ક્ષમા દોષ કરો સર્વ, અરજ આ સ્વિકારી;—દીનબન્ધુ૦ ૨
ચલન વલન કૃતિ તે, વિભૂ વિભૂતિ તારી;
રતિમાત્ર ગતી નથી, પહોંચતી અમારી;—દીનબન્ધુ૦ ૩
સૂર્ય શશી ને સમુદ્ર, વન્હિ વાયુ વારી;
વિવિધ ઋતુ તરૂ લતા, ગાઉં શું મુરારી;—દીનબન્ધુ૦ ૪
જોઇ જગતનું મહત્વ, તત્વ મોહકારી;
ઋષિ મુનિ જ્ઞાની મતિ, કાન જાય હારી;—દીનબન્ધુ૦ ૫

## પદ.

"કબ સમરોગે રામ"—એ રાગ.

ભાવથકી ભગવાન, ભજ મન, ભાવથકી ભગવાન; (ટેક)
કામ સુખદ અનહદ છે જેનાં, ગવાય કયમ ગુણ ગાન?—ભજ મન૦
અમાપ પાપ તાપથી ટાળે, પાળે કૃપાનિધાન;—ભજ મન૦
માન-પાનની તજ તું મમતા, કોનાં ધન ને ધાન;—ભજ મન૦
કાન કરગરી દૂય કર જોડી, શરણુ તને ભગવાન;—ભજ મન૦

## લાવણી.

"જય નિરંજન, જય નિરાકાર, જય ગુણઅપાર પારં પારં,
સંસાર સાર, ભવતાપ હાર, કર ભક્ત વ્હાર વારં વારં"—એ રાગ.

જય વિશ્વરૂપ, શોભા અનુપ, બ્રહ્માંડભૂપ, તું તો ભારી,
તું માત તાત, તું ભગનિભ્રાત, દિનરાત વાત, જાણે મારી;—(ટેક).
ગુણગ્રામ ધામ, અતિ શુદ્ધ નામ, અભિરામ શ્યામ, સંકટહારી,
તું ભક્તપાળ, જંજાળટાળ, ઓ દિનદયાળ, જય જયકારી.—જય૦૧
તું વારવાર, ભવતાપહાર, કિરતાર તારિ, રચના ન્યારી,
તું નિર્વિકાર, ને નિરાકાર, શું ગાઉં તારિ, હું બલિહારી;
હું નિરાધાર, કરૂંછું પુકાર, તું ચિત ઉતાર, અરજી મારી,
દે તત્વજ્ઞાન, ગુણના નિધાન, થઉં નીતિવાન, ને સુખકારી.—જય૦૨

જે વેદવ્યાસ, કવિ કાળિદાસ, તે તુજ પ્રસાદને આભારી,
થઇ વિશ્વમાન્ય, પામ્યા મહાન, યશ સકળ ઠામ, મૂક્યો ઠારી;
હું શરણ ચરણુ, તારે સદાય, છે વિશ્વરાય, તારી યારી,
હું લાગું પાય, છઉં નિરઉપાય, કર કાન સાહ્ય, કિંકર ધારી.—જય૦ ૩

## ભુજંગીછંદ.

સદાકાળ કર્ત્તાર ભર્તાર સ્વામી, ભલા ભાવથી નિત્ય તૂંને પ્રણામી;
ધરી ધ્યાન શ્રદ્ધા સ્મરીયે પ્રતાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૧
ખરા પ્રેમમાં ચિત્ત આસક્ત થાય, ખરાબી ભર્યાં માર્ગમાં ના જવાય;
ખરારી ખરાં બીજની છાપ છાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૨
રહે શુદ્ધ માર્ગે વ્રતી સૂખકારી, વળે આ વપૂની ગતી એકધારી;
પરાયો નિવારાય જેથી બળાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૩
કહેવાય રૂડું અને તે કરાય, કહી નીતિ રીતી વળી તે પળાય;
સહુ જાય જંજાળ શાપો વિલાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૪
રહે નિત્ય આનંદ સંતોષ ઉરે, છકી કે બકી ના જવાએ અધૂરે;
ડરૂં દુષ્કૃતિથી દઉં શું જવાબો ? કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૫
કરૂં સાચ ટેકે સહૂ મૂજ કામો, ન લાગે જરા ડાઘ જેથી નકામો;
વિભૂ કાન ઉરે સદા કાળ વ્યાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો. ૬

## લલિતછંદ.

અખિલ વિશ્વના નાથ આ સમે, અરજ ધ્યાનમાં ધાર તું અને;
સહુ વિડારી દે દુઃખ આપદા, જગતપાળ છે આશરો સદા.— ૧
સુયશ વિશ્વમાં તાહરા ઘણા, સુખદ માર્ગમાં ના મળે મણા;
સકળ જીવનું સ્નેહભાવથી, જતન તું કરે દુઃખ ઘાવથી.— ૨
ક્ષણિક દેહ આ દુઃખની ભરી, સુખ ગણું ઘણાં તે નથી જરી;
કરગરી હરી પ્રાર્થના કરૂં, વિનયભાવ હું શુંજ આચરૂં.— ૩
પરમ ધર્મનો પંથ ના ગમે, વિષયવાસના અંતરે રમે;
અધિક દંભ ને લોભ મોહમાં, દિનનિશે થયો ગર્ક દ્રોહમાં.— ૪
સુજન–પ્રેમ ને ભક્તિભાવના, મનવિષે નથી શુદ્ધ કામના,
રસિક વાત તો લાગતી ગળી, નવલ પ્રીતની રીત સાંભળી. ૫
નવ ટકે કદી નિંચ નીતિ તે, દુખદ પ્રીતિ તે મૂળ ભીતિ રે;
સમજ આદિથી નાજ વાપરે, અસત ઝાઝ અંતે ડુબી મરે. ૬
હરિ ત્વરિત દે સાહ્ય તાહરી, વિકટ વિશ્વ–સિંધુ જઉં તરી;
પરમ પાપિ હું શી રીતે નમું, દિન ગણી મને તાર ઓ પ્રભૂ. ૭

## ખમાયચી-જીલ્લો-પદ.

"નારાયણ નરસિંહ નરોત્તમ, પુરુષોત્તમકો ધ્યાન ધરો"—એ રાગ.

પૂરણબ્રહ્મ પ્રભુ પુરુષોત્તમ, અધિક અધિક ઉપકારીરે;
સર્વે સ્થળમાં વ્યાપ્ત દિસેછે, પરમ ગહન ગતિ તારીરે.—પૂરણ૦ ૧
પ્રાણિમાત્રનું પોષણ થાવા, સરજ્યું સુખકર વારીરે;
વાયૂ, અનળ, નભ, જગ નિપજાવ્યાં, અનુપમ શક્તિ ધારીરે.—પૂરણ૦ ૨
ઝાકળ, ટાઢ, તાપ, વૃષ્ટિની, વિવિધ ઋતુ વિસ્તારીરે;
થાકે દૃષ્ટિ નિરખી નિરખીને, સૃષ્ટિતણી બળિહારીરે.—પૂરણ૦ ૩
અરૂણ પ્રકાશે જળ શોષણ થઇ, બને લૂણ ગુણકારીરે;
પાકે પાક તે તાપ પ્રતાપે, શશિ શીતલતા-કારીરે.—પૂરણ૦ ૪
જગતતંત્ર રચનાને જોતાં, જાયે જન-મતિ હારીરે;
વૃક્ષ વનસ્પતિ ધાતુ ખાણુ ને, પર્વતની ગતિ ન્યારીરે.—પૂરણ૦ ૫

## દોહરો.

આદીથી અવિનાશિ જે, પોષણ પૂરણકામ;
સુખદાયક શીરોમણી, સુંદર શોભાધામ. ૧
અકળ કળા કરતાતણી, કોઇ ન પામે પાર;
ભજનપ્રતાપે ભક્ત તે, ભવજળનિધિ તરનાર. ૨

## તોટકછંદ.

જય પ્રાણપતિ જગજીવન તું, કરૂણાનિધિ ચર્ણ તને નમું હું;
અકળીત કળા ન શકાય કળી, અતિ ચિત્રવિચિત્ર વળી પ્રબળી. ૧
અઘ ઓઘ અગાધ કર્યા હરિ મેં, કરૂણા નજરે તું ક્ષમા કરિ દે;
મદ મોહ નિમગ્ન થયું મન છે, વિષયેં દુરવાસિત આ તન છે. ૨
તદપિ પ્રભુ જ્ઞાન પ્રસાર કરો, સહુ દોષ દયાનિધિ દૂર કરો;
નિરવિઘ્નપણે ચિતશાન્ત વ્રતી, શુભ સ્થીર કરી હરિ દે સુમતિ; ૩
તુજ મ્હેરવડે ફરિયે હરિયે, તુજ લ્હેર વિના પળમાં મરિયે;
તુજ શર્ણે રહી ચરણે ઠરિયે, તુજ પ્રેમપ્રસાદિવડે તરિયે. ૪

## લલિતછંદ.

જગ સમસ્તના હે પ્રભૂપતી, સુણિ અમારી આ નમ્ર વીનતી;
દુખ હરો દયાદૃષ્ટિથી સદા, જગતવંદ્ય હે સ્વામિ સર્વના. ૧
અઘ અગાધથી વ્યાધિ છે વધી, સુમતિ ભક્તિની આપ ઔષધી;
પિડિત પ્રાણિની કાપ આપદા, જગતવંદ્ય હે સ્વામિ સર્વના. ૨

દિન થઈ દશા ભરતખંડિની, દુખવિષે રડે બાપડા બની;
ઝટ કૃપા કરી ટાળ તે વ્યથા, જગતવંદ્ય હે સ્વામિ સર્વના. ૩

અધમ પાપિયો દુઃખ દે ઘણાં, હૃદયમાં ધરો આર્ય સર્વનાં;
ગઇ બધી રિધી-સિદ્ધિ-સંપદા, જગતવંદ્ય હે સ્વામિ સર્વના. ૪

સુખદ શાંતિ દે હે દયાનિધી, વિમળ બુદ્ધિ ને આપ સમૃદ્ધિ;
કરગરી કરે કાન પ્રાર્થના, જગતવંદ્ય હે સ્વામિ સર્વના. ૫

## પદ—ઝીંઝોટી.

"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો"—એ રાગ.

કૃપાસિંધુ ઈશ એક અવિકારી, વિના વિશ્વ બધું નાશકારી—(ટેક.)

થાપો ઉથાપો જગતની કૃતિને, અનહદ લીલા વધારી;
તર્ક કે તત્વનો પાર ન પામે, શેષમતિ જાય હારી—કૃપાસિંધુ૦

દીનદયાળ જગતપ્રતિપાળક, ટાળક વિપત નકારી;
ભક્તનું રક્ષણ-પોષણ કરીને, દાખવી છે બળિહારી—કૃપાસિંધુ૦

પ્રેમે પ્રણીપત નિત્ય કરીને, માગિયે એજ મુરારી;
કાન ચરણ શરણે નિત રાખો, મનોવિકાર વિડારી—કૃપાસિંધુ૦

## શાર્દૂલવિક્રીડિત.

પ્રીતેથી પરમાત્મ પાદ પ્રણમું, જે શાન્તિ દાતા સદા,
જેના પૂર્ણ પ્રતાપથી જગત આ, ભાસે સદા સર્વદા;
ભૂ, વારી, અગની, સમીર, નભની ઉત્પત્તિ જેણે કરી,
સર્વે સંકટ, શોક, વિઘ્નહર્ત્તા, એવો સ્મરૂં શ્રીહરી. ૧

## વસંતતિલકા.

સર્વેશ એષ્ઠ સુખદાયક સર્વ સ્વામી, યાચું કૃપાબિરદ આપતણું પ્રણામી;
અત્યંત ઓઘ અઘ દુર્ઘટથી ભરેલો, હું છું અધીક શઠ મોહવિષે ઠરેલો. ૧

છોજી કૃપાળ અવિનાશિ અતી ઉદાર, છોજી બલિષ્ઠ દુઃખમાંથી બચાવનાર;
પ્રેરો સદાચરણ ને શુભગુણ જ્ઞાન, અજ્ઞાનપાશથકિ મુક્ત થઉં નિદાન. ૨

સદ્ધર્મ કર્મ સુખદાયક તે કરાવો, જ્ઞાની સમાગમથકી શુભ લેઉં લ્હાવો;
પ્રીતે પ્રવર્તે પરમારથ પંથ નિત્ય, ભક્તિથકી સરસ ભાવ કરૂં વિદીત. ૩

સંપી સદા સકળ આર્ય પ્રજા મનેથી, ટાળે વિરૂદ્ધ દુર્ભાવ સહુ તનેથી;
સંપાદિ સર્વ સુખ સાર્થકને કરે એ, છે કાનકેરિ અતિ નમ્ર વિનંતિ તે એ. ૪

## દોહરો.

નિત્ય નિરંતર નાથ જે, નિર્વિકાર સુખકાર;
સત્ય શુદ્ધ ચૈતન્યમય, વ્યાપક વિશ્વાધાર. ૧
પાળક સકળ જગત્તણા, ટાળક ભય દુખકાર;
પુરુષોત્તમ પરમાત્મપદ, સદા શાંતિ દાતાર. ૨
સદા સદ્ચિદાનંદ જે, વ્યાપક પરમાનંદ;
પુરુષોત્તમ પરમાત્મ તે, કરુણા કરો અમંદ. ૩
મંદમતી મારી અતી, પતીત-પાવન નાથ;
આપ પ્રતાપે સૂધરે, જો થાપો શિર હાથ. ૪

## સોરઠ-પદ.

"રામચંદ્ર રઘુવીર, જે જે રામચંદ્ર રઘુવીર."—એ રાગ.

જય જય જગદાધાર, ઈશ્વર જય જય જગદાધાર,— (ટેક)
સ્વેદજ ઉદ્‌ભિજ અંડજ આદી, પ્રાણીનો સ્રજનાર;
ચાલે જગત્ તંત્ર જેનાથી, વિકટ વિશ્વ વ્યવહાર,—ઈશ્વર૦
પાણિ પવન ઋતુ તરૂની રચના, જૂજવી સાંઝ, સવાર;
ભર્તિ ઓટ રવિ ચંદ્રતણી ગતિ, શીતળ ઉષ્ણ પ્રકાર,—ઇશ્વર૦
આકાશી ગ્રહ વિજળી ને વળી, લીલા એવી અપાર;
સરજિ સદા સચરાચર વ્યાપક, નિરગુણ નીરાકાર,—ઈશ્વર૦
પ્રેમધર્મ વળિ જ્ઞાનદાન દઈ, ભરિ મૂક્યો ભંડાર;
પ્રેરે કૃપા કરીને પોતે, જન મનમાં સુવિચાર,—ઈશ્વર૦
કીડીથી કુંજરને પોષે, કાપી કષ્ટ વિચાર;
ભક્તિહીન જડને પણ આપે, પેટપુરણ આહાર,—ઇશ્વર૦
રહી મનોમન સાક્ષિ સર્વદા, જાણે ગુપ્ત વિચાર;
દયાનિધિ દિનબન્ધુ તે છે, અવિચળ બુદ્ધિ ઉદાર,—ઈશ્વર૦
નવા વર્ષમાં નવી વિભૂતી, પ્રભુજી કરો પ્રસાર;
કાપિ આપદા સ્થાપો રૂડા, નીતિ નિયમ સુખકાર,—ઈશ્વર૦
ઐક્ય અને આસ્તિક વૃત્તિથી, બાળ અને નર નાર;
વર્તિ સર્વદા પામે સુખ શુભ, ધરે પરસ્પર પ્યાર,—ઈશ્વર૦
રીદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ વધારો, કરી કરૂણા વિસ્તાર;
કાન યાચના એજ કરે છે, નમિ નમિ વારંવાર,—ઈશ્વર૦

## તોટકછંદ.

અવિનાશિ અહો અઘ ઓઘ હરી, કરિ સર્વ પિડા જગમાંથિ પરી;
પરિપૂરણ પ્રેમ પ્રસાદિ દિઓ, નિજ સેવક જાણિ સંભાળ લિઓ. ૧
પ્રભુ પાપ અપાર કર્યાંજ અમે, ગુણ કર્મ વિચાર ધર્યો ન મને;
વિસરી નિજ ધર્મ પ્રપંચિ થઈ, પરલોક વિચાર કર્યો ન કંઈ. ૨
સુત મિત્ર કલત્ર પવિત્ર ગણી, રહિ લેહ હમેશજ તેહતણી;
ગુરુ માત પિતાનિ ન વાત ગમે, દિનરાત કુતર્ક અપાર રમે. ૩
મન કંચન કામિનિમાંજ રહ્યું, મળવાથકિ સાર્થક સર્વ થયું;
વળિ લોભ સુકીર્ત્તિ તણો અતિશે, સુચરીત રચ્યાવિણ દીન નિશે. ૪
મદમાં મદિ છેક છકેલ થઈ, સુવિચાર રૂચીર ધર્યોજ નહિં;
જન રંકનિ દાદ સુણી ન જરા, જર જોબન એ દુખનાજ ઝરા. ૫
તુજ નામ ખરૂં સુખકારિ સદા, પણ ત્રાસવિના ન જપાય કદા;
નિજ સૂખવડે સહુ માનિ સુખી, પરપીડથિ લેશ થયો ન દુખી. ૬
ખરચી ન પઈ પરમાર્થં વિષે, હરિ શી ગતિ મારિ ખચીત થશે;
ભણિ અલ્પ અતિશય ડોળ ધર્યો, છળ તે સઘળો કયમ રે'જ ભર્યો. ૭
હરિ એ વિણછે અપરાધ ઘણા, દુષ્કર્મ અસત્ય વિષે ન મણા;
કરિ સર્વ ક્ષમા ઝટ તારિ લિઓ, શરણાંગત જાણિ બચાવિ દિઓ. ૮
ફરિ ફેલ કુફંદ વિષે ન પડું, તુજ શુદ્ધ સુમાર્ગ વિષે વિચરૂં;
સહુથી ગણિ ધર્મ અધીક હૃદે, રહું નિત્ય સુનીતિ તણીજ હદે. ૯
જગપાળક આ નબળી વિનતી, લઇ લક્ષ હરો સઘળી કુમતિ;
ગુણગાન હરીરસ પાન કરૂં, પ્રભુ આપ પ્રતાપથિ કાં-ન તરૂં. ૧૦

## ગરબી.

"ઉભા રહો તો કહું એક વાતડી, બિહારીલાલ.
તમ માટે ગાળી મેં જાતડી, બિહારીલાલ."
એ રાગ.

વિશ્વંભર ભરણ કરો સર્વનું, કૃપાનિધાન.
મનુજ વેણ વદે વ્યર્થ ગર્વનું, કૃપાનિધાન. ૧
તું સમાન નથી ગજું અન્યનું, કૃપાનિધાન.
કોણ કરે તોલ તુજ પૂન્યનું, કૃપાનિધાન. ૨
કીડીને કણ હાથિને મણ પુરો, કૃપાનિધાન.
સર્વ ભૂખ દુઃખનો કરો ચુરો, કૃપાનિધાન. ૩

ભૂખ્યું ઉઠે પણ ન ભૂખ્યું કો સૂવે, કૃપાનિધાન.
આપના પ્રતાપને અનૂભવે, કૃપાનિધાન. ૪
ઘરમાં દરમાં ને આકાશમાં, કૃપાનિધાન.
વનમાં જનમાં અને પ્રવાસમાં, કૃપાનિધાન. ૫
જળમાં સ્થળમાં ને ઘાટ ઘાટમાં, કૃપાનિધાન.
પળમાં વિપળમાં સર્વ વાટમાં, કૃપાનિધાન. ૬
સર્વ સ્થળે સર્વ કાળ સૂખદા, કૃપાનિધાન.
કાપ દુઃખ મૂળ મહા આપદા, કૃપાનિધાન. ૭
ભૂલિયે ગમાર થઈ પ્યારને, કૃપાનિધાન.
ધારિયે અપાર કૂવિચારને, કૃપાનિધાન. ૮
ધર્મ-ભક્તિતણું નામ ના ગમે, કૃપાનિધાન.
ચિત્ત વિષય રંગ રાગમાં રમે, કૃપાનિધાન. ૯
હાથ ઝાલિ કાઢ બ્હાર કીચથી, કૃપાનિધાન.
ઘુંચાયો વિષય-નર્ક નીચથી, કૃપાનિધાન. ૧૦
માત્ર હવે છઉં તૂજ આશરે, કૃપાનિધાન.
જઉં કહે કોણતણી પાસ રે, કૃપાનિધાન. ૧૧
પોતાનો કરી કેમ પરહરો, કૃપાનિધાન.
કરગરી કહું શું કરુણા કરો, કૃપાનિધાન. ૧૨
કાન અભિમાન માનને તજું, કૃપાનિધાન.
હે અનાથ નાથ ભાવથી ભજું, કૃપાનિધાન. ૧૩

## માંડ-ગરબી.

"છનગારી તારે ઓઢણે મેવાડો રે મલી."—એ રાગ.

(અરે) અવિનાશી આવી, શી દશા અમારી રે થઈ. (ટેક.)

ધર્મ મૂક્યો, કર્મ મૂક્યાં, મૂક્યો સદાચાર,
સેવા અર્ચા સર્વ તજી, તજ્યો સુવિચારરે.—અવિ૦

વેદવચન વખાણી વખાણી, તે પણ તજ્યાં તેમ;
ગણિ પૂરાણ ગપાટા પૂરા, શુદ્ધ ન રાખી નેમરે.—અવિ૦

ધર્મગુરુઓ સારા બૂરાનો, કીધો રે વિરોધ;
સુબોધ લેવા શોધ કર્યો નહિ, ઉલટો કીધો ક્રોધરે.—અવિ૦

પ્હેલે રોપી બીજ બૂરાં પછીથી, રાખિયે રૂડી આશ;
ક્યાંથકી હેતુ પાર પડે તે, ફોગટ જાય પ્રયાસરે.—અવિ૦

કોણ છું હું ને ક્યાંથી આવ્યો, શું કરવાનું કામ;
કંચન, કામિની, કીરતી માંહિ ભૂલ્યો તેનું ભાનરે.—અવિ૦
ધર્મ ખોટો, તીરથ ખોટાં, ખોટાં વ્રત ને દાન;
છકેલ વંઠેલ એમ વદે છે, ઉછરતા નાદાનરે.—અવિ૦
લંપટ ગુરુ લાલચુ ચેલા, ચાલ્યો એવો દોર;
નિંદક ને પ્રમાદી છતે, ઝાઝું જણવે જોર રે.—અવિ૦
વિદ્યા વિચાર મળે ન લગારે, કરે પાખંડ અપાર;
મરજાદાનો અર્થ ન જાણે, મૂરખના સરદાર રે.—અવિ૦
દુઃખે પડી ત્રાહે ત્રાહે પોકારે, ત્રાતા તારૂં નામ;
સૂઝાડ પંથ પ્રભુ કાંઈ સારો, કાન ગણી અજ્ઞાન રે.—અવિ૦

## પરજ.

"શેઠ સગાળશા સાધુને સેવે, વાણિયો પાળે વ્રત"—એ રાગ.

અંતરજામી ઈશ તને નિત, આરાધવા અવકાશ;
આપ હમેશાં બુદ્ધિ પ્રકાશ ને, વિધવિધ જ્ઞાન વિલાસ,
ધરૂં નિત ધ્યાન તે તારૂંરે, મટે મનનું અંધારૂં રે. ૧

મંન ફરે જેમ તેમ આડુંદોડું, કરે અવિચાર્યું કામ;
થાય મહા નુકશાન પછીથી, એ નિપજે પરિણામ,
બૂરો એવો પંથ બતાવેરે, નહિં લાગ કોનો ફાવેરે. ૨

મૂળ અવિદ્યા-પાશ પ્રસંગે, રૂડી મતિ ક્યાંથી હોય;
જોર નહિં પણ જુસ્સો ઘણેરો, ખરાં સુખોને ખોય,
થઈ ગતિ એવી નઠારીરે, અતિ પાપપાશે અમારીરે. ૩

જ્ઞાન કે ગુણનું નામ મળે નહિં, પણ ઉરમાં અભિમાન;
ખાલી વિવાદે વારે ઘડિયે, મચાવીએ તોફાન,
છકેલપણેથી છગાઈરે, ખોટી માનીએ મોટાઈરે. ૪

બોધવચન દેવાને બીજાને, આપે પડિયે બહાર;
લોકકલ્યાણનો ડોળ ઘાલીને, ચાલિયે ના તલભાર,
કેવી નીતિ રીતિ અમારીરે, કહો દેશકલ્યાણકારીરે. ૫

સાચું કહે તે તો રૂચે નહિં ને, રૂચે લુચ્ચાની ડંફાસ;
હાંજીહા તેમ ખુશામતખોરનું, માન રહ્યું ચોપાસ,
ભલાની ભલાઈ ભાગીરે, પાઇ પણ ન મળે માગીરે. ૬

આપેલી ચીજ જો પાછી મળે તો, એજ મહા ઉપકાર;
ઉલટાં આળ ચ’ડાવી નાદાનો, ગુણ નવ માને ગમાર,
દોષ શો કર્મને દૈયે રે, દુખી દિલમાં નિત રહિયેરે. ૭

ધર્મ કરંતાં કર્મ નડેછે, એવી અઘટિત રીત;
પ્રેમ અને વિશવાસે કદાપી, વાત બને વિપરીત,
નથી હિતકારક કોઈ રે, ફરી વળો જુગતે જોઈ રે. ૮

પ્રભુ પ્રેરો શુદ્ધ શુદ્ધિ ને બુદ્ધિ, એટલે સારૂં સર્વ,
ન્યાય અને નીતિથી હમેશાં, મૂકિયે ખોટો ગર્વ,
માગિયે એજ મુરારી રે, કાન તારી બલિહારી રે. ૯

## ઓખાહરણનો ઢાળ.

ચોપાઈ—ત્રણ તાળની.

હરિ શરણે હું તે કોને જાઉં, મૂજ દુખડાં કોની પાસ ગાઉં;
લોભિ પાપિ પ્રપંચી હું પૂરો, બૂરી એકે વાતે ન અધૂરો.— ૧
ખમું ખેદ તે સહુ મૂજ ખામી, છકી છેક થયો હું હરામી;
આપું દોષ તને દોષ હારી, ઊપકારીનો થઇ અપકારી.— ૨
ઢંગ એવા શ્રીરંગ છે મ્હારા, તૂજ રંગ પ્રસંગ ન ન્યારા;
તને શેષ મહેશ વખાણે, શ્રુતી વેદએ ભેદ ન જાણે.— ૩
અખિલેશ્વર આદિ અનાદી; તૂજ પ્રેમની આપ પ્રસાદી;
તૂજ ઉજ્વળ જશ ઉચરાય, જેનો જગમાં મહા મહિમાય.— ૪
થાય મંન સંતોષી સ્થીર, ધીર વીર વિચાર ગંભીર;
રૂચે ભક્તિ ને જ્ઞાનની વાતો, જીવ જીવનનાથમાં જાતો.— ૫
ભાગ્ય ક્યારે એવાં ઉદે થાશે, ભૂંડી ભાવઠ ભવની તજાશે;
નથી એવી કૃતિ કાંઈ મ્હારી, બહુનામી તારી બળિહારી.— ૬
ઇચ્છું બાળ હું શુભ ફળ લેવા, નહિ યોગ્ય, પરંતુ તું દેવા;
કાન કિંકર-કેરી વાણી, સૂણી સાહ્ય થા સારંગપાણી.— ૭

## પદ.

“જગતના નાથા પરબ્રહ્મ દેવા”—એ રાગ.

ઓ અવિનાશી અકળ પ્રભૂ તું, આપ સુમતિ કરૂં બ્રહ્મભજન હું.—(ટેક).
અપરમપાર આભાર છે તારા, વ્હેતી સદા કરુણામૃત ધારા;
એ તૂજ માનવી ગુણ સહૂ ભૂલી, વિષયની સેવના જાણે અમૂલી.—ઓ અવિ૦ ૧

પૂળી પડે પણ આખર જ્યારે, શૂળી જવાનો સમય આવે ત્યારે;
ભજન વિના જન જીવન ખોટું, જનમ મરણ દુઃખ માથે છે મોટું.—ઓ અવિ૦૨
પરવા પરબ્રહ્મ તુંને ન મારી, પણ તું નિરાધારને લે સુધારી;
ભાવે કભાવે જપું નામ તારૂં, તુજને ઘટે તે કર હરિ મારૂં.—ઓ અવિ૦૩
વિદ્યા, વાણી, ગુણ લેશ ન જાણું, કાવ્યકૃતિ રતીએ ન પ્રમાણું;
જયમ ત્યમ જડતું કથન કરૂં છું, ભૂધર ભાવ ધરીને સ્મરૂં છું.—ઓ અવિ૦૪

## ભેરવી—તાલ દાદરો.

"તું માલિક હે સબકા, ખુદાયા ખુદાયા"—એ રાગ.

પરઉપકારી પરઉપકારી; અહો દેવના દેવ પરઉપકારી. (ટેક)
ન્યાયિ છતાં પણ પૂર્ણ કૃપાળુ, સાહ્ય કરો સુખકારી—પરઉપકારી૦
આશ મને અવિનાશજી તારી, તારી ખરી બલિહારી—પરઉપકારી૦
મૂરખ પામર પાપિ છતે હું, અરજ કરૂં છું પુકારી—પરઉપકારી૦
કાપ તું પાપ અમાપ અમારાં, પુન્ય-પ્રભાવ વધારી—પરઉપકારી૦
સોચ અને અફસોશ કરૂં છું, માર્ગ બતાવ મુરારી—પરઉપકારી૦
હાથ ગ્રહી ઝટ તાર ત્રિભુવન, કાન વિનંતી સ્વિકારી—પરઉપકારી૦

## શાર્દૂલવિક્રીડિત.

તારી પૂર્ણ કૃપાથિ નાથ સઘળું, બ્રહ્માંડ ભાસી રહ્યું,
તારી પૂર્ણ કૃપાથિ સૂર્ય શશિનું, સૌંદર્ય સર્વે લહ્યું;
તારી પૂર્ણ કૃપાથિ દીન રજની, આકાશ વૃષ્ટિ કરે,
તારી પૂર્ણ કૃપાથિ વૃક્ષ લતિકા, તારૂણ્ય તાજું ધરે. ૧
તે ત્રાતા ભવબંધ તોડિ અમને, શાન્તિ સુખો આપજો,
તે ત્રાતા જગદીશ ઈશ સઘળે, શાન્તિ સુખો સ્થાપજો;
તે ત્રાતા મતિ નિત્ય સત્ય ધર્મે, મ્હારી પ્રવર્ત્તાવજો,
વિદ્યા, વાણિ, વિશુદ્ધ જ્ઞાન ચિતમાં, રૂડિ રીતે પ્રેરજો. ૨

## ગીતિવૃત્ત.

અકળ કળા કરનારા, સરજનારા રવિ શશિ નિયમ ન્યારા;
વળિ ઘટઘટ વસનારા, તારા ધારા સદાય સુખકારા. ૧
ન્યાયી પરમકૃપાળુ, વિશાળ દૃષ્ટિ વળી વિમળ રૂપ;
અજર અમર અવિનાશી, આદ અનાદી અગોચર અનૂપ. ૨
નિર્ગુણ સ્વરૂપ તથાપી, નિત્ય નિરંતર અગાધ શક્તિથી;
પોષોછો પ્રતિ જનને, અન, ધન આપી ઉદાર પ્રીતિથી. ૩
તે પ્રભુના પદ વંદી, માગું વાણી વિનોદ ગુણ જ્ઞાન;
વળિ બઢતી દેશીની, દિન દિન પ્રત્યે હજો કહે કાન. ૪

## હરિગીત—રામકલી.

જય અજર અમર અનાદિ ઈશ્વર, અકળ ગતિ અવનીપતી;
જય પતિતપાવન પાપમોચન, દુખવિડારણુ મહામતી;
જય જગતના કલ્યાણકારક, વિશ્વપાળક શ્રીહરી;
શરણે રહીને સર્વદા, વંદિયે વિનતી ઊચરી. ૧

આપો સુસંપતિ શોભતી, સન્મતિ અતિ સુખદાઇ જે;
ટાળો અનીતિ મૂળ મદનું, ક્લેશદા દુખદાઇ જે;
વળિ સરલ સૂત્ર વિચાર, વિશ્વાધાર વિશ્વે પ્રેરજો;
આ દેશનો ઉત્કર્ષ વર્ષે નવા વિષે વિસ્તારજો. ૨

સહુ જન સુસંપિ ઉમંગથી, ઉદ્યોગ ઉમદા આદરે;
આદર કરી વિદ્યાતણો જર જરૂર પ્રેમે વાપરે;
શુભ કળા શોધી કિંમતી, કીર્ત્તિ પ્રકાશે વિશ્વમાં,
એવો દિવસ હરિ આપજો, લેવા સુલાભ ભવિષ્યમાં. ૩

વ્હેમી અનાચારી રિવાજો, નાશ પામે ત્રાસથી;
સાચો સુધારો સર્વદા, પામે પ્રકાશ પ્રયાસથી;
આભાસ એવો અવનિપર, અવિનાશજી ઉપજાવશો;
વળિ ભરતખંડીભાઈને, ઉર અસર એ ઉતરાવશો. ૪

લુચ્ચા કુજન જે દેશભકતો-ને કરે અડચણુ ખરી;
ડૂચ્ચા હમેશાં કાઢિ તેના, સાહ્ય કરશો કર ધરી;
ઉગારિ સત્ય સુધર્મિને, નિષ્કપટ ન્યાય વધારજો,
એ જગતના કરતાર, પ્રાણુધાર અરજ સ્વિકારજો. ૫

કાપો કુસંપ કુમતિ કુબોધ વિરોધ ક્રોધ કૃપા કરી;
થાપો સુસંપ સુબોધ સુમતિ, રિદ્ધિસિદ્ધિ સુખભરી;
વળિ દેશ હિતકારી સુકૃત્ય, કૃપાનિધિ વિસ્તારજો;
એ જગતના કરતાર, પ્રાણુધાર અરજ સ્વિકારજો. ૬

## લાવણી.

"દીનાનાથ દયાળ દામોદર દર્શનથી દુઃખ ભાંગે છે."—એ રાગ.

હે વિશ્વંભર કરૂણાસાગર, જગનાથ જગજિવન હરી;
પ્રણુત-પાળ પ્રભુ-અનાથ-બન્ધુ, આપ વાણિ પ્રેમે મધુરી.
સચરાચર સૃષ્ટિમાં વ્યાપક, સર્વશક્ત સર્વજ્ઞ સદા;
સર્વાન્તર યામી શુભ ચરણે, ધ્યાન ધરી નમિયે સુખદા. ૧

દુર્ગુણ સઘળા દૂર કરીને, સદ્‍ગુણ સર્વેમાં પ્રેરો;
પિતાતુલ્ય પોષણ કરિ જનનું, આધી વ્યાધિ અગાધ હરો.
વધે બધે સંપતિ સુખ સાધન, અઘ અઘટિત ઘટમાંથિ ઘટે;
રસનાથી નિશદિન રટિયે પ્રભુ, ખટપટ ઝટ જગમાંથિ મટે. ૨
દેશિજનો સહુ સંપિ જંપિને, કુત્સિત કળિથી અલગ રહે;
ઈર્ષા વ્હેમ પ્રમાદ પરહરી, અલભ્ય લાભ અવશ્ય લહે.
નિંદિત પણ નિષ્ઠુરતા જાતાં, કીર્ત્તિજ્યોત જગમાં જાગે;
શુભ સુમતિ એવી પ્રભુ પ્રેરો, તોજ અનીતિ દુખ ભાગે. ૩
આપો શૌર્ય સર્વના ઉરમાં, જેથિ સુખદ સાધન સાધે;
આદર આણિ ઉદરપોષણનું, તો પરિણામ સુલભ લાધે.
દયા કરીને દિનજન ઉપર, અન્ન ધનની વૃષ્ટિ કરો;
કાપી કુસંપ ક્લેશ પરસ્પર, દ્વેષમૂળ દુખદાઈ હરો. ૪
સત્ય સાક્ષ સર્વેશ્વર તારી, તું કર્ત્તા હર્તા જગનો;
આશ્રય આશા તુજ કરૂણાથી, કરે કાર્ય આરંભ જનો.
ઉઠો સ્વદેશી ઝટ્ટ જાગિને, નિંદા વ્હેમ પ્રમાદ તજી;
ખરો સુધારો બ્હાર પાડવા, કરો પ્રયત્નો આર્ય હજી. ૫
આગેવાનિ કરી આગળવત્, ભર્તખંડનો ઉદય કરો;
રહે નામ અક્ષય આ જગમાં, વિજયરૂપ વરમાળ વરો.
કીર્ત્તિસ્તંભ થાશે સુખદાતા, સુજ્ઞજનો સદ્‍ગુણ ગાશે;
યાવત્-ચંદ્ર દિવાકર જગમાં, પૂર્ણ કાર્ય તે પંકાશે. ૬
ડોળ-ધાલુ દાંભિક સુધરેલા, દુષ્ટ બની ગર્વિષ્ટપણે;
કરે અર્થનો અનર્થ જગમાં, સમર્થતા નિજનીજ ગણે.
સુધર્મનો તજિ પંથ કુધર્મે, ગુપ્તપણે આસક્ત રહે;
ખળતાને ખાંપણ ધારણ કરિ, શીલજનોનું દીલ દહે. ૭
એવા કુત્સિત અસ્ત થઈને, દેશભક્ત વૃદ્ધિ પામે;
કરો એમ કિરતાર કૃપાથી, અનીતિ તો ન રહે નામે.
પક્ષપાતિ વિશ્વાસઘાતિ જન, પ્રત્યક્ષે ઈશ્વર પાસે;
ઉત્તરમાં અક્ષર શું કે'શે, સમસ્ત કારણ દરસાશે. ૮
સદાચાર સુવિચારે ચાલે, સિદ્ધિ સુબુદ્ધિ સુખ પામે;
એ આશાએ પ્રાર્થન કરતાં, નિર્મળ જશ જગમાં જામે.
સાર સાર શોધી સાક્ષર જન, હંસગુણે પયપાન કરો;
કાન વિનંતી એજ કરેછે, "સત્યમેવ જયતે" ઉચરો. ૯

## ગરબી.

થાઉંછું થાઉંછું થાઉંછું રે, ગુન્હેગાર તારો હું થાઉંછું; (ટેક)
સામ દામ ભેદ મુકી સામે પૂરે, તરવાને તરત તણાઉંછું રે—ગુન્હેગાર૦
જર જૂવતી જશ કારજ માટે, કૂડી કુવાટે જાઉંછું રે—ગુન્હેગાર૦
પાલવડો તજી પ્રભુજી તમારો, સંકટ સઘળાં સાહુંછું રે—ગુન્હેગાર૦
રૂપ રંગ રસ સહુ ઘટી ગયાં પણ, લાલચમાં ધુંચવાઉંછું રે—ગુન્હેગાર૦
અધમ અવિદ્યા અળગી થઈ નાહિં, ફોકટ ફંદે ફસાઉંછું રે—ગુન્હેગાર૦
સ્મશાન-વૈરાગ્ય રાખી ઘડીભર, અંતે ગોથાં હું ખાઉંછું રે—ગુન્હેગાર૦
ગુણનિધિ ગોવિંદ નામ વિસારી, ગાફલના ગુણ ગાઉંછું રે—ગુન્હેગાર૦
હાથ ઝાલિ નાથ બચાવ હવે તું, કાન ચરણચિત્ત ધાઉંછું રે—ગુન્હેગાર૦

## કાફી—પદ.

"ટીટોડી કહે તજિયે રે,"—એ રાગ.

હરિહર હેતે રે, હવે હાથ મારો ધરો,
કર્યાં બહુ દોષો રે, તોએ તમે કરૂણા કરો.—હરિહર૦
કરવાને શુભ કામો આપે, દીધો આ અવતાર;
ભાર ભરી ફોકટનો માથે, ફંદે થયો ખુવાર,
વિચાર ન કીધો રે, નફો તે શું થાશે ખરો.—હરિહર૦
ફૂલ્યો ફૂલ્યો ફર્યો હમેશે, મેળવવાને માન;
માન-પાન તો પડી રહેવાનું, સાચું છે સમશાન,
ન સમજ્યો સાને રે, થવાનો છે સહુનો મરો.—હરિહર૦
કંચન કામિનીમાં મન રાખ્યું, મેળવિયું નહિ જ્ઞાન;
ધ્યાન ધર્મ તે ઢોંગ ગણીને, કીધું બહુ અપમાન,
બધાં એ પાપો રે, માફ્યાવણ સ્વામી હરો.—હરિહર૦
પોતાનાને પરો કરો નહિં, પાળો દિન ને રાત;
ભલો ભુંડો પણ ભાવ ભરોંસે, નાવ તરે સાક્ષાત,
કાન પર કરૂણાનો રે, વ્હેતો તમે કરો ઝરો.—હરિહર૦

## પદ.

"ચેતે તો ચેતાવું રે, પામર પ્રાણી."—એ રાગ.

અવિનાશી વ્હારે આવોરે, અંતરજામી. (ટેક.)
પામર હું પાપિ પ્રાણી, ભક્તિ કિંચિત નાહિં જાણી;
રૂડી રીતિ નહિં પ્રમાણી રે,—અંતરજામી. ૧

લુચ્ચો હું લૂણહરામી, કામી ને કુપંથગામી;
છે મારી અપાર ખામીરે,—અંતરજામી. ૨
નહિં પુન્યદાન કંઈ રૂચે, સેવા પૂજા ના સૂઝે,
અંતે તનડું આ ધ્રૂજે રે,—અંતરજામી. ૩
સુખમાં મદ ઉપજે અંગે, જર જોરૂના પ્રસંગે;
ભીંજાયો નહિં તુજ રંગે રે,—અંતરજામી. ૪
જ્ઞાનીનો ડોળ ધરાવું, સત્સંગ ન અંગ લગાવું;
પ્યારા તુંને કેમ ભાવું રે,—અંતરજામી. ૫
ઉપદેશ કર્યામાં શૂરો, વર્ત્તનમાં સદા અધૂરો;
લટકાવું કીર્તિ-તૂરો રે,—અંતરજામી. ૬
લજ્જા મારિ તુજ હાથે, નથિ ઓથ કોઈની માથે;
તારો જાણી લે સાથે રે,—અંતરજામી. ૭
દે ભક્તિ-જ્ઞાનપ્રસાદી, મટવા મનમળની બાદી;
નારાયણ આદિ અનાદી રે,—અંતરજામી. ૮
હું મનમાં મસ મુઝાંઉં, કરૂણા કર સુખિયો થાઉં;
અજ્ઞાન કાન શું ગાઉં રે,—અંતરજામી. ૯

## પ્રમાણિકા.

વધૂ કૃપાળ શું વદું, તને વિદીત છે બધું;
ગમે ઉગાર માર રે, ગમે તું પાડ પાર રે.—૧

## પ્રભાત-પદ. ( દેવીભક્તિ )

" પ્રાત ઉઠ નિત સમરિયે શ્રી ગનેશ દેવા "—એ રાગ.

જય જય જય જગત્ માત, સહુને સુખકારી,
સુણ અમારી અરજ એક, દયા દિલે ધારી;—જય જય જય૦
રંક જન અમો તમામ, કરિયે તુજને પ્રણામ,
પૂર તું અમારી હામ, પાપને નિવારી;—જય જય જય૦
તુજ પ્રતાપ વિશ્વમાંહ્ય, સકળ અર્થ સિદ્ધ થાય,
રોગ શોક દૂર થાય, તારી બળિહારી;—જય જય જય૦
જાણિ દાસ તોડ ત્રાસ, રાખ પાસ પૂર આશ,
કર ના કદી નિરાશ, બિરદ શુદ્ધ ધારી;—જય જય જય૦
દોષ કોશ કાઢ દૂર, હોંશ જોસ આપ શૂર,
વાણિ આપ તું મધૂર, ગાઉં ગુણ પુકારી;—જય જય જય૦

## રામકલી–હરિગીતછંદ.

("ગુજરાતશાળાપત્ર"ને આશિર્વાદ.)

પરમાત્મ પુરૂષોત્તમ પ્રભુ, પરિપૂર્ણ પરઉપકારી છો,
વળિ સર્વ ગુણસંપન્ન-સાક્ષી, સર્વ સંકટહારી છો;
શુભ નિયમ ને સ્વાતંત્ર્યથી, ચલવો જગતના તંત્રને,
તે ઈશ રક્ષો પ્રેમથી, ગુજરાતશાળાપત્રને. ૧

સાચા વિચાર સદા બતાવી, સદાચાર રચે સદા,
સાદાઈ ને નરમાશથી, કાપે મહા જડ આપદા;
તેથી રૂચે છે સર્વ દેશિ વિદેશિ શાણા મિત્રને,
તો ઈશ દીર્ઘાયુષ્ય દ્યો, ગુજરાતશાળાપત્રને. ૨

ગત વર્ષ જો ત્રેવીશમાં, ઉત્કૃષ્ટ સદ્બુદ્ધિ ધરી,
ગુર્જર પ્રજાનું ધ્યાન ખેચ્યું, જ્ઞાનનું સાધન થઈ;
વળિ એજ નિયમે સર્વદા, શાળાતણા શિરછત્રને,
ઉપયુક્ત કર શુભ નેમથી, ગુજરાતશાળાપત્રને. ૩

ગુર્જર અને સહુ આર્ય મ્હાજન, સુવિદ્યા દૃઢ થૈ ભણે,
બાળક અને બાળા સુધારી, સદાચારે સંચરે;
પામે કૃપા પ્રભુ આપનીથી, નિત્ય લાભ પવિત્રને,
શુભ એજ વર દેજો સદા, ગુજરાતશાળાપત્રને. ૪

આ આર્યખંડ વિષે અધર્મ, અધમ રહ્યો કરી વાસને,
સદ્ધર્મ દીસે ક્વચિત્ પણ દુષ્કર્મ તો ચોપાસ છે;
પાખંડ પૂર્ણ પ્રચંડ કાપો, નવિન પંથ વિચિત્રને,
શુભ બોધનું સાધન કરો, ગુજરાતશાળાપત્રને. ૫

શુભ સંપતિ વિદ્યા કળા, વ્યાપાર વણજ વધારજો,
જન દેશહિતકારીતણા, અતિ ઉદયને વિસ્તારજો;
વિદ્વાન જન સન્માન પામે, હણે દુષ્ટ ચરિત્રને,
વર્ત્તે વિજય ન્યાયેશનો, જશ મળો શાળાપત્રને. ૬

## ગીતિ.

નવિન વર્ષ ઉત્કર્ષે, હર્ષ અને શુભ ચર્શ વિષે ગુજરે;
પર્શે ન પાપ તણો લવ, શુભ ગુણ વર્ષે દર્શે જન નજરે. ૧

ભેદ ભ્રમ તજી સર્વે, વેરબુદ્ધિને વિદારી દે આર્ય;
ધીર વીર સંતોષી, અતિ ઉત્સાહી બનેજ ઔદાર્ય. ૨

કાન નમન હરિચરણે, લમ કવિવરપદ પ્રણમિને પ્રેમે;
દોષ ક્ષમા યાચુંછું, સર્વ સુજન તમતણી ભલી નેમે. ૩

## ભુજંગી.

સ્વદેશી સુસંપી સદા સૂખકારી, સુબુદ્ધિ ધરી શીળતાથી વિચારી;
ધરી હોંસ ને ઊર આર્યાભિમાન, કરો દેશહિતાર્થે કાર્યો મહાન. ૧

## દોહરો.

સુંદર શાળાપત્ર જે, ગૂર્જરભૂષણ આજ;
નિરખી અતિ હર્ષિત થઈ, મ્હેર ગણું મ્હારાજ. ૧
અક્ષય રાખો ઈશ એ, સ્વદેશને સુખકાર;
નમિ નમિ નમિ હું નાથને, માગું વારંવાર. ૨

## હરિગીતછંદ.

ઓ દેવ દીનદયાળ, પરમકૃપાળ શ્રી પરમેશ્વરા;
આશા તમારી એક અંતર, અવરની ન મળે જરા.
આ પત્ર ગૂર્જરશાળ, અધિક રસાળ જે ચોપાનિયું,
થઇ રસિક કેળવણી વિષે, મન મિત્રનું રંજન કર્યું. ૧

પડિ બ્હાર પૂર ફતેહ કરિ, સુવિચાર સારા સૂચવ્યા,
દેશી જનોએ સુજશ જેના, જરૂર જાતે અનુભવ્યા.
દઇ દર્શ વિદ્યાનું વિશેષ, વિવેક ડાપણ વાપરી,
સુખનું થયું સાધન સહુને, હર્ષ ઉત્કર્ષે કરી. ૨

ગાંભીર્યે પુખ્ત વિચારથી, ગત વર્ષ પૂર્ણ અઢારમાં,
વિદ્યાસંબંધી વિશેષ વિષયો, વર્ણવ્યા સુપ્રકારમાં.
ઉપકાર ઉરમાં ધારિ શુભ, આશિષ વચન ઉચ્ચારિયે,
નિર્વિઘ્ન નિત્ય નિભાવજો, પ્રભુ ગુર્જરે ગુણકારીએ. ૩

વિદ્યા વિનય વૃદ્ધિ કરી, જય અચળ ઉજ્વળ આપજો,
આ વર્ષ શુભ ઓગણિશમું, અતિ હર્ષદાતા સ્થાપજો;
કે દેશિ વિદ્ધત્તા તણો, શુભ લાભ લાખેણો લહે,
દુખ દૂર્ગુણોને દૂર કરિ, ઉત્કર્ષ આનંદે રહે. ૪

**દોહરા.**

નવિન વર્ષ ઉત્કર્ષથી, પ્રીતે થાય પ્રસાર;
રસ કસ ને આબાદિથી, માગો એ નિરધાર. ૧
સંપી દેશી જન સહૂ, ધરે ઉંચ અભિમાન;
આગળવત્ બળ પામિને, બને મહા ગુલતાન. ૨
મિથ્યા વાદ પ્રમાદથી, રહે હમેશાં દૂર;
દેશ સુધારાની ગણે, દિલમાં પૂર જરૂર. ૩
શુભ આચરે ચરિત્રને, રચે ન પાપ પ્રપંચ;
સંચ કરે સદ્દજ્ઞાનનો, રંચ ન પામે ખંચ. ૪

---

# વૈરાગ્ય તથા ધર્મસંબંધી.

## દેહની અસ્થિરતા.

બંઝારા.

"મુજે છોડ ચલા બંઝારા"—એ રાગ.

તન ધન જોબન જાવાનું, અભિમાન ધરે મન શાનું? (ટેક)
તજ વિષયવાસના કૂડી, તુજ ગતિ થવાની ભૂંડી;
ભજ પ્રભુપદ મૂર્ખ, મઝાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
પળનો પણ જો અંદેશો, શો ભવિષ્યતણો ભરૂંસો;
છળ કપટ નાહિં રે' છાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
સિર કાળ તણો ભય ભારી, થા નમ્ર અને ઉપકારી;
આખર છે મોત બિછાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
સહુ થશે સાહેબી લૂલી, જવ જઈશ કર્જમાં ડુલી;
નહિં કઢાય કાંઈ બહાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
રતિ રતિનું લેખું લેશે, તું ગુન્હેગાર શું કહેશે?
તરશે તવ તારૂં પાનું?—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
ઝટ દે હજી ભૂલ સુધારી, ગઈ ગૂજરી સર્વ વિસારી;
હજી બચે તું મારૂં માનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
છે સમદર્શી હરિ સ્વામી, સર્વેશ્વર અંતરજામી;
ભવતિમિરવિનાશક ભાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦
એ ઈશ્વરનો ડર ધારી, થા કાન નમ્ર સુવિચારી;
જોમાં દૂષણુ બીજાનું,—અભિમાન ધરે મન શાનું? તન ધન૦

## દેશ—પદ.

"હાર આ તે શી ડુંગરતણી"—એ શંકરનંદના મહિનાનો રાગ.

જોબન રંગ પતંગનો, જાતાં લાગે ન વાર;
રાજ જૂવાનીનું ઉતરે, જરાનો અધિકાર;—જોબન રંગ૦ ૧
કાણો આ કુંભ આયૂષ્યનો, વહે દિવસ ને રાત;
ખૂટીને ઝટ ખાલી થશે, ખોશે તું ખરેખાત;—જોબન રંગ૦ ૨
તેલ આયૂષ્ય ખૂટી જતાં, ત્રૂટે તનના બંધ;
ઝટ જમ જીવ લઈ જશે, થશે દેખતો અંધ;—જોબન રંગ૦ ૩
ચિંતા હોળી હૈયે બળે, થાય જ્ઞાન-સ્મશાન;
ધુંચાયો લાલચ જાળમાં, શાન્તિનું નહિં સ્થાન;—જોબન રંગ૦ ૪
જીવન ધનનું જુક્તિયે, કરે ઝાઝું જતંન;
નર તન રતન ગુમાવતાં, નાહિં કંઈ તન મંન;—જોબન રંગ૦ ૫
'વૃદ્ધ વયે ભજશું પ્રભુ, થઈ શાન્ત નિરાંત;'
વિશ્વાસ શ્વાસનો રાખિને, ખમે દુઃખ દેહાંત;—જોબન રંગ૦ ૬
ફૂલી ફાલી ફરે ફંદમાં, 'રે'શું આવા સદાય;'
જાવાનો દિન જાણે નાહિં, ખાખ થાશે આ કાય;—જોબન રંગ૦ ૭
બાળ તરૂણ વૃદ્ધ વયપણું, ગયું વણસીને એમ;
અજ્ઞાન દુઃખ આવેશમાં, કાન ઉંઘેછે કેમ?—જોબન રંગ૦ ૮

## દામની મમતા.

### ગરબી.

દામની દામની દામની રે, તું મેલ મમત દિલ દામની. (ટેક.)
દેહપર બહુ મોહાય પરંતુ, કોથળી તે હાડ ચામની રે—તું મેલ૦
ખરૂં ખોટું તે માટે કરવું, રીત એતો નહિં કામની રે—તું મેલ૦
પઈ પણ નહિ તુજ સાથે આવે, તજ તે નીત હરામની રે—તું મેલ૦
ખાલી આવ્યા ને ખાલી જાવું, સહુ સાહેબી નામની રે—તું મેલ૦
રામનામ-દામ કર સંગ્રહ સારો, કમાઇ જે બેઉ ઠામની રે—તું મેલ૦
એક દમડી નાહિં જોય કદાપી, આવશે જશે જેમ [1]દામની રે—તું મેલ૦
નીતિ-ધર્મ પાળી નિરધન રહેવું, એ સમાન સુખ નહિ માનની રે—તું મેલ૦
લાખની લાજ સંભાળિ રહેવું, અખુટ દોલત તે પામની રે—તું મેલ૦
લાખ ગયે પણ લાજ ન આવે, ગરજ વેંઢારે ગામની રે—તું મેલ૦
કરગરી કાન પ્રણામિ પ્રભુને, આશ રાખ અવિચળધામની રે—તું મેલ૦

---

૧. વીજળી.

## મનને શિક્ષા.

### સોરઠ—પદ.

" કબ સમરોગે રામ, અબતુમ. "—એ રાગ.

નારાયણ શુભ નામ, રટ મન નારાયણ શુભ નામ. (ટેક.)
નિશદિન કામ નકામ તજીને, વરજી નીત હરામ;
હરિચરણ ચિત ચોંડિ નિરંતર, કર કંઇ રૂડું કામ.—રટ મન૦
દેહ-હિરો આ અમૂલ્ય આપી, પોષે આઠો જામ;
નહિં યોગ્ય પણ કૃપા કરીને, આપે લાભ તમામ.—રટ મન૦
સુકૃત સુફળ માત્ર એજ છે, જીવ્યાતણું વિરામ;
વ્યર્થ પ્રીતિ આશા ને તૃષ્ણા, શું તન ધન કે ધામ.—રટ મન૦
સ્વપ્ન-રાજ્યસમ સુખવૈભવ સહુ, મૂરખ હરખ ન પામ;
કંચન કામની કંઇ નથિ નિશ્ચળ, દેશે દુઃખ નિદાન.—રટ મન૦

## ગરબી.

હારમાં હારમાં હારમાં રે, મન જીતિ બાજી તું હારમાં.
પ્યારમાં પ્યારમાં પ્યારમાં, રે તું બુડે ભુંડેરા પ્યારમાં. (ટેક.)
જ્ઞાન મારગની ગાથ ગમે નહિં, લોભાય વિષય વિકારમાં રે—મન૦
રચે પ્રપંચ અનેક પરંતૂ, પ્રજળે સહુ પળ વારમાં રે—મન૦
રૂધિર પરૂ ને મળ મૂત્રાદિક, કાયના છે કોઠારમાં રે—મન૦
મમતા તેશું અધિક ધરીને, કરે કુકર્મો કારમાં રે—મન૦
રાખિ ભરૂંસો વિશ્વંભરનો, રૂપ હૃદયથી વિસારમાં રે—મન૦
ઇશ્વરની આજ્ઞા ઉલ્લંઘી, ઢોંગ ધતુરા ધારમાં રે—મન૦
તર દુસ્તર ભવસાગર જળથી, ફોકટ ફાંફાં મારમાં રે—મન૦
કોઇ કોઇનું નથી સગું સંબંધી, સ્વારથી સહુ સંસારમાં રે—મન૦
અરથ સરે અરિ સહુ થઇ ઉભશે, રે'શે ન એક આકારમાં રે—મન૦
તજે ન તુંને જેહ કદાપી, પોષેછે વિવિધ પ્રકારમાં રે—મન૦
મન કર્મ વાણિ વિમળ કરીને, કાન રહે જ્ઞાન-વિચારમાં રે—મન૦

## દેહને ધિઃક્કાર.

### ગઝલ.

" જીન આપકું જોયા નહિ. "—એ રાગ.

ધિઃક્કાર છે આ દેહને, જો ધ્યાન હરિતું ના ધર્યું. (ટેક.)
ફૂલિ ફાલિને ફંદે ફર્યો, ફળિતાર્થ ના મનમાં ધર્યો;
નિજ ધર્મ કર્મજ વિસર્યો, ચિત વિષયમાં ચોટી રહ્યું.—ધિઃક્કાર છે૦

ઠગવાની બહુ બાજી રચે, મન માન મોહમહિં મચે;
પરમાર્થ વાત નહિ રૂચે, નિજ સ્વાર્થમાં સઘળું ગણ્યું.—ધિઃક્કાર છે૦
પિતુમાત ગુરૂને ના ગણે, શુભ વચન એનાં નવ સુણે;
નિજ સ્વાર્થને હાથે હણે, અઘટિત કહો એથી કર્યું.—ધિઃક્કાર છે૦
તન ખાખ આ બળિને થશે, રતિમાત્ર સાથ ન આવશે;
જન વાત વળતી બોલશે, સારૂં કે નરસું જે કર્યું.—ધિઃક્કાર છે૦
પળ પણ પ્રપંચ મૂકે નહિં, ક્ષણ પણ નિવૃત્તિ તો કહીં;
અવસર નકામો જાય વહી, જળબિંદુ જયમ પત્રે ઠર્યું.—ધિઃક્કાર છે૦
નિઃસ્સાર જાણે ને જૂએ, નિજ મૂર્ખતા ન જરા ખૂએ;
અંતે વિમાસીને રૂએ, ખંતે ન ખર્ચ્યું વાવર્યું.—ધિઃક્કાર છે૦
ભેગું કર્યું એ નામનું, નથી હાડ કે એ ચામનું;
જોકે થયું નહિ કામનું, સાચવિ સંચી જે ભર્યું.—ધિઃક્કાર છે૦
કર જોડીને કહે કાનજી, હજી સઘ સાધન લે સજી;
હર ઘડી હરજી લે ભજી, તુજ નસીબ જો નિશ્ચે ફર્યું.—ધિઃક્કાર છે૦

## આત્મબોધ.

### ઘોળ—રામગ્રી.

"પઢોરે પોપટ રાજા રામના."—એ રાગ.

રે જીવ જો તું વિચારીને, સત્સરૂપ હરીને;
આદિ અનાદિ જે એક છે, ધ્યાન તેનું ધરીને.—રે જીવ૦ ૧
આંખો આપી તને નિરખવા, કાન શ્રવણુજ કરવા;
મન ધ્યાન ધરવાને આપીઉં, કર પુન્ય આચરવા.—રે જીવ૦ ૨
સુખનાં સાધન સહુ સોંપીઆં, કર કોઈનું સારૂં;
એજ છે ભવજળ ઉતરવા, સુખદાયક બારૂં.—રે જીવ૦ ૩
ધર્મ વિચારીને વિનયથી, દયા દીનની આણી;
શ્રેય શ્રદ્ધા ધરી કર સદા, પેખી પામર પ્રાણી.—રે જીવ૦ ૪
દૈવે દયા તુજપર કરી, તેજ જળ ઉપજાવ્યાં;
અનળ વાયુ અવની અને, આશમાન બનાવ્યાં.—રે જીવ૦ ૫
અકળ કળા વળી એમની, પાર કોઈ ન પામે;
વિવિધ ઋતુ રચના રચી, ચારૂ ચિત્ર વિરામે.—રે જીવ૦ ૬
અનુપમ ફૂળ મૂળ સ્વાદ તે, તૂજ પોષણુ કરવા;
આપ્યાં કૃપા કરી ઈશ્વરે, તાપ તનના ટળવા.—રે જીવ૦ ૭
રાત દિવસ જે રક્ષણુ કરે, સર્વકાળ કૃપાથી;
ઓળખ એ અવિનાશીને, શ્રમ કરિને ત્વરાથી.—રે જીવ૦ ૮

અજર અમર એ આપ છે, અવની-પતિ પોતે;
સૂક્ષ્મ દૃઢ રૂપ જે ધરે, જ્ઞાનચક્ષુથી જો તે.—રે જીવ૦ ૯
સાક્ષાત્ છે સરવે સ્થળે, નથી તુજથી ન્યારો;
પોષે છે જે પૂરા પ્યારથી, વિશ્વને પાળનારો.—રે જીવ૦ ૧૦
મેરૂ અને તૃણુ જે કરે, સૂત્રધાર સ્વરૂપે;
સૃષ્ટિના જીવ અનૂપને, રાખે ના એક રૂપે.—રે જીવ૦ ૧૧
વાણી અને મન કર્મથી, દૃઢ વ્રત કર એવું;
જે થકી સુખ સિદ્ધિ સાંપડે, મળે શુભ પદ તેનું.—રે જીવ૦ ૧૨
જન્મ મરણુ ભયથી બચી, મોક્ષ-પદ પામવાને;
દુર્ગુણુ દૂર વિડારી દે, જન્મ સફળ થવાને.—રે જીવ૦ ૧૩
ગદગદ કંઠે સ્તુતિ કરી, ભજ સૃષ્ટિનો સ્વામી;
'કા—ન' પ્રપંચ દે પરહરી, પ્રભુચરણુ પ્રણામી.—રે જીવ૦ ૧૪

## ઝુલણાછંદ—સિંધુડો.

રાગ પ્રભાતિયાં.

શાન્તવૃત્તિ કરી તું પ્રવૃત્તિ સજી, એક સંભાર શ્રી ઈષ્ટદાતા,
મલિન આ મનતણી મ્લેચ્છતા ટાળિને, નિત્ય ગોવિંદ ગા સૂખશાતા;
અન્યની આશ નીરાશ કરશે તને, અર્થ સરસે નહિં માન સાચે,
મમત મિથ્યા કરે વ્યર્થ રખડી મરે, કેમકે તું તરે? કાન કાચે. ૧

જગત્ જંજાળમાં લુબ્ધ લંપટ થઈ, શ્રીહરિ નામ સ્વપ્ને ન લીધું,
મારૂં મારૂં કરી સર્વ ખોયું અને, કામ અવળું ખરે ખૂબ કીધું;
પુન્ય પરમાર્થ હીતાર્થ નવ આચર્યું, સ્વાર્થ સાર્થક ગણ્યું સૃષ્ટિકેરૂં,
બુદ્ધિના ભ્રમથકી બહુજ બકવા કરી, આદર્યું કર્મ તે તેં અનેરૂં. ૨

ક્રૂર જડ ને અનાડી અતિ કુમતિ,-ધારી ષડ્રિપુથકી સ્નેહ જોડી,
કેમ રાચે અલ્યા મનવિષે પ્રાણુ તુજ, ધાણુ વળવાતણી વેળ થોડી;
કાળ વિકાળ જ્યાં આવશે ટાળશે, ધૈર્ય તારૂં અરે તેજ ટાણે,
ભક્તિ સાધન લઈ સત્ય મુક્તિતણું, રોજ તે ધાર તું ઊઠિ વ્હાણે. ૩

ચેતિ લે ચિત્તથી હેતુ હિત સાંભળી, ચિત્ત વલખાં તને નાહિં તારે,
ચકિત પણુ ચળિતને ચ્હાય શું ચિત્તથી, કેમકે તે તને ત્યાં ઉગારે;
ધર્મકારણુ હશે તેજ તારણુ થશે, દૂખવારણુ થશે સૂખકારી,
સત્ય થઈ સારથિ, અર્થ એ સારશે, શ્રેષ્ઠ સામર્થ્યથી સાક્ષકારી. ૪

શક્તિ સંપત અને બુદ્ધિ તું પામતો, કર નકી યોગ્ય ઉપયોગ હાથે,
દેઈ તન મન અને ધન સદા જાણુતું, આવશે સર્વથા એજ સાથે;

દેખિ જન દીનને દિલમાં ધર દયા, કર મયા આણિને સાથ સારી,
રંક નિઃશંક નિરધારિ આધાર વિણ, તેતણી ખબર લે ખાંત ધારી. ૫
ક્ષુધિતને મુદિત કર અન્નનું દાન દઈ, તૃષિતને પયતણું પાન પાઈ,
વસ્ત્ર વિણ શરિર આ તો રહ્યું તરફડે, અંગ ઊમંગ ઊછંગ નાહીં;
રોગિ જન રંકને દઈ દવા દુખ-હરી, સુખ કરી મેળવી લે ભલાઈ,
પરમ ઉપકાર પ્રીતિ ધરી જો કરે, તો રહે જશ જૂગોજૂગ ભાઈ. ૬
પરમ ઉત્સાહથી ધર્મશાળા કરો, બાળ નીશાળ વીશાળ સારી,
વિમળ જળ આશ્રયો બેશ બંધાવશે, સત્ય સુખદા થશે શ્રેયકારી;
નીતિ ભક્તિ પ્રભુપ્રીતિ સાધન શુરાં, સત્ય રે' સ્મર્ણ થૈ સૂખદાઈ,
સૂજ્ઞ જનની સભા શીલ સુગુણો પ્રદા, છે સદા સર્વદા મોક્ષદાઈ. ૭
એહ આદી અતિ ધર્મ સત્કર્મનાં, પરમ કર્મો કરો ધર્મધારી,
દૂરિત દુષ્કર્મના ગર્વને પરહરી, દીર્ઘ ડા'પણ થકી લે વિચારી;
સાધુ જન શ્રેષ્ઠના સંગમાં નિર્ગમી, વિષયની વાત તું કર નકારી,
સુગુણ ભૂષણ ધરી દુષ્ટ દૂષણ હરી, થા સદા સર્વને સૂખકારી. ૮
કર સુકર્તવ્ય જગ દેહધારકપણું, ભયનિવારક ભલું પુન્ય પ્રીતે,
તરિશ તારીશ તો રીશથી રહિત રહિ, ઈશ જગદીશ હર્ષિત નિત્યે;
પ્રણમિ પરમાત્મપદ પ્રેમ સુહૃદે સદા, શાન્તવૃત્તી થકી જ્ઞાન રાખી,
દાન ધરિ ધ્યાન કરિ પાન હરિ રસ સુધા, સત્ય સુજ્ઞાન લે સ્વાદ ચાખી. ૯

## દોહરા.

આ સંસાર તજી જવું, આખર જેની પાસ;
તેની તું કયમ ના કરે, રે મન! તરત તપાસ. ૧
સાચો સંબંધ જેહનો, જૂઠી જગજંજાળ;
તેને કયમ ના ઓળખે, ધરી આળપંપાળ. ૨
કાયા માયા કામિની, કોય ન આવે સાથ;
તો મમતા શું તેહમાં, રાખવિ દહાડો રાત ? ૩
હર્ષ શોક ઉદ્દ્ગારથી, ચલવે જગ-વ્હેવાર;
આઠ જામ જામિ રહે, જર જોબન પર પ્યાર. ૪
પણ તેથી તુજ શ્રેય કે, મોક્ષગતી ના માન;
ખોટી ધરવી લાલસા, એ દુખકારક જાણ. ૫
રળવા કે વળિ રઝળવા, વદવા મોટી વાત;
મળે વખત બહુ પેર પણ, ન મળે ભક્તિમાટ. ૬

જાયાં તે તો જાયછે, તૂં નિજ નજરે જોય;
ખાલી સંચ પ્રપંચમાં, તો શું વખતજ ખોય? ૭
જર જોબનના રંગ તે, ચટકું દહાડા ચાર;
રહ્યા ન કોના, ના રહે, કાળ દેખ તૈયાર. ૮
કર જલદી જો થાય તો, એવાં રૂડાં કામ;
રીઝે જેથી રામ ને, મળે પરમપદ માન. ૯
અમર અજર છે આતમા, નથી અમર આ દેહ;
અમૂલ્ય માનવિ જન્મ આ, એમાં શો સંદેહ? ૧૦
તજિ ખોટી ભ્રમણા બધી, સાચી શ્રદ્ધા સાધ;
કાન કલ્પના પરહરી, અવિનાશી આરાધ. ૧૧

## ધોળ—ગરબી.

"રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં"—એ રાગ.

આવો ઉત્તમ સમય નહિં મળે, કાળ થોભશે નહિં પળ વાર,
તે તો તું વિચાર, પ્રભુ ભજ ભાવથી. (ટેક)
આપ્યો માણુસનો દેહ ઈશ્વરે, તેના શું ઉપકાર વિસાર,
થઈને ગમાર, પ્રભુ ભજ ભાવથી. ૧
તારી લેશ અગત્ય તેને નથી, તોય સંભાળે છે સુખકાર,
નક્કિ વારવાર, પ્રભુ ભજ ભાવથી.
જન્મ-મરણુ એ નાથને હાથ છે, નથી શોધવો સાથ સંગાત,
થઈશ અનાથ, પ્રભુ ભજ ભાવથી. ૨
તું તો જર ને જોબનના જોરમાં, દિન રાત રહે ગુલતાન,
ધરી તેનું ધ્યાન, પ્રભુ ભજ ભાવથી.
એ તો ચટકું છે દિવસ ચારનું, સાચું માન ખરે સમશાન,
રે! મન નાદાન, પ્રભુ ભજ ભાવથી. ૩
નિત્ય કાળ કરાળના મૂખમાં, જાણુ ચાલ્યાં જો જઈયે જરૂર,
થશું ચકચૂર, પ્રભુ ભજ ભાવથી.
મૂકિ આશા ભવિષ્યની ઉરથી, કર કાળાં કુકર્મને દૂર,
થઈ રણશૂર, પ્રભુ ભજ ભાવથી. ૪
છાંડ મિથ્યા પ્રપંચ મમત્વને, એ તો તત્વ તારૂં હરનાર,
ચિત્તે એ ઉતાર, પ્રભુ ભજ ભાવથી.
મોટા રાણા કે રાજા કો નવ રહ્યા, ન રહ્યા શેઠ કે શાહુકાર,
મહા હુશિયાર, પ્રભુ ભજ ભાવથી. ૫

મોટી મોટી વાતો વદે ના વળે, કરવો ઘટે શુભ ઉદ્યોગ,
સાધી શુભ યોગ, પ્રભુ ભજ ભાવથી.
નથી ખબર તને પળ પણ તણી, દેહ આ દુઃખ રોગને ભોગ,
સમજ યથાયોગ્ય, પ્રભુ ભજ ભાવથી. ૬
શુદ્ધ શ્યામસ્વરૂપને ઓળખી, કર ચિત્ત તેમાં તદાકાર,
તજી અંધકાર, પ્રભુ ભજ ભાવથી.
નિત્ય જપિયે એનું નામ જીભથી, જેને આશરે સહુ સંસાર.
જગતતંત્ર ધાર, પ્રભુ ભજ ભાવથી. ૭
છળ કપટ અવિદ્યા આઘાં કરી, વિષ વિષયની જાળ નિવાર,
વિવેકે વિચાર, પ્રભુ ભજ ભાવથી.
સ્વપ્ન સંસારની બાજી સમજવી, જાગી જોતાં મિથ્યા ઉદ્ગાર,
જણાય આચાર, પ્રભુ ભજ ભાવથી. ૮
જીત જગને તું જપ તપ સાધને, જડે જેથી ઇચ્છિત સુખ સાર,
જાએ અનાચાર, પ્રભુ ભજ ભાવથી.
મટે વિકટ સંકટ મહા વેદના, સચવાય સંસાર વ્હેવાર,
માટે નરનાર, પ્રભુ ભજ ભાવથી. ૯
શુભ નિયમ કદાપિ ન ભૂલિએ, દૃઢતાથી રહી સાવધાન,
મૂકી અભિમાન, પ્રભુ ભજ ભાવથી.
કાન કરગરી એ અરજી કરે, આપ શુદ્ધ બુદ્ધિ ભગવાન,
થઇ સાવધાન, પ્રભુ ભજનું ભાવથી. ૧૦

## જગસાફલ્ય.

### માલિનીછંદ.

અતિ અદ્ભુત લીલા, વિશ્વમાં મોહકારી,
પરમ પુનિત તેમાં, જ્ઞાન છે શ્રેયકારી.
સદ્ગુરૂ-પદ-સેવા, ભક્તિ માતાપિતાની,
સુખદ સુહૃદ સંગે, જ્ઞાનચર્ચા મઝાની. ૧
સરસ રસ ભરેલાં, વાક્ય સૂધા સમાન,
વ્યથિત ચિત રમાડી, નિત્ય દે શાન્તિદાન.
વિવિધ સુખ વિલાસે, થાય સંતોષ ચિત્ત,
પરમ પુનિત કાન્તા-રત્ન માનું મુદીત. ૨
સુખકર વચનોથી, થાય આનંદ નિત્યે.
વિમળ મધુર ભક્તિ, ભીતિ ન્હોયે ક્વચિતે.

લવ પણ નવ થાએ, લોકનિંદા નકામી.
ભજન વચનમાંહિ, ચિત્તની વૃત્તિ જામી. ૩
સરસ સુખદ એવો, કાવ્યવિનોદ થાય,
ભગવદ્ભગતી તો પ્રેમભાવે રટાય.
નિશદિન રઢ લાગી, જે સ્થળે તે દિસે છે,
સકળ સુખવિભૂતી કાન ત્યાંહિ વસે છે. ૪

## સત્યધર્મમાં નિષ્ઠા.

લાવણી—સવૈયા એકત્રીશા.

સત્ય નીતિ આ વિશ્વવિષે છે, તરવા નૌકારૂપ ઉપાય,
એ શુભ હેતૂ સમજી હૈયે, કરશો અંગીકાર સદાય;
અનાચારિ ને અધર્મિ નર તે, નર્કવિષે નિશ્ચે જાનાર,
ધર્મતણો જય ધરણીપર છે, કરણી-ફળ મળશે નિર્ધાર. (ટેક) ૧
સુકૃત કરણી પાર ઉતરણી, દુષ્કૃત તે દુસ્તર થાનાર.
અંતકાળ વેળા છે વસમી, તેનો તું કરિ લે નિસ્તાર;
દુર્લભ દેહ મનુષ્ય મળ્યાથી, શુભ કોનું કીધું સંભાર.—ધર્મ૦ ૨
મિથ્યા માન પ્રપંચ તજી તું, સમરીલે શ્રી સરજનહાર,
પુણ્યદાન સત્કર્મ કર્યાથી, મોક્ષમાર્ગ નિશ્ચે મળનાર;
તક સઘળી છે હજી હાથમાં, મેળવ સત્કીર્ત્તિ સુખકાર.—ધર્મ૦ ૩
જુઓ ભલા હરિશ્ચંદ્ર ભૂપને, સત્ય થયું કેવું સુખદાય,
સત્ય તુંબિથી સિંધુ ઉતરી, અસત્ય દૂર કર્યું દુખદાય;
દશરથ સરખા સમર્થ નર પણ, સત્ય જાળવ્યું એક વિચાર.—ધર્મ૦ ૪
પુણ્યશાળી વળિ પ્રૌઢ પરાક્રમી, વિક્રમ, ભોજ અને બળિરાય,
જાત તજી જશ વ્હાલો કીધો, જૂઓ જશ કેના વંચાય;
કોટિ કોટિ કદિ કષ્ટ વેઠિને, દેહ લગી ન થયા લાચાર.—ધર્મ૦ ૫
સત્ય સુધર્મે સૃષ્ટિ રહી છે, સત્યે વૃષ્ટિ થાય વિશેષ,
સત્યેં ચંદ્ર સુરજ ચળકે છે, સત્યેં જાય સમુદ્ર પ્રવેશ;
સત્યેં નાવ તરે સાગરમાં, સત્ય નામનો છે આધાર.—ધર્મ૦ ૬
ધર્મ સુફળ નિર્મળ મન માની, સજી સુશિળતાનો શણગાર,
વૈદેહી વૈદર્ભિ વિશ્વમાં, સતિ શિરોમણી જો વખણાય;
પ્રાચીન ને અર્વાચીન અભિમત-છે સિદ્ધાંત તણો એ સાર.—ધર્મ૦ ૭

સત્ય-નીતિમાં નિષ્ઠા રાખી, કર વિશ્વંભરનો વિશ્વાસ,
શૌર્ય, ઐક્ય, ઉચીત ચિત્તથી, કર પોષણુ કારણુ સુપ્રયાસ;
પરમારથમાં પ્રાણુ પરોવી, ભર અક્ષય ધનનો ભંડાર.—ધર્મ૦ ૮
ધાંનત સમ બર્કત કે'વત છે, રે! મન તે અંતર ઊતાર,
બીજ વાવિ ફળ પામિશ તેવું, મિષ્ટ કટુતા સ્વાદ સદાય;
સુગમ માર્ગ છે સત્યવૃત્તિનો, અસત્ય છે આપતિ દેનાર.—ધર્મ૦ ૯
સત્યશીળ જન સુરતરુ સરખા, કામદુઘા મતિ તેનિ મનાય,
ધન્ય જન્મ તેનો ધરણીમાં, જનુનીનો પણુ જય ઉચરાય;
પિતા નામને સાર્થક કરીને, અપૂર્વ પ્યાર લહે સુખકાર.—ધર્મ૦ ૧૦
હસવામાં પણુ અસત્ય ભાષણુ, ભાઇ ન કરવું કદી લગાર,
અસત્ય છે અઘમૂળ અકામું, અવશ્ય દૂર કરો દિલદાર;
અસત્યથી અપવાદ ચડે શિર, આળ નડે વ્યાપે કળિકાળ.—ધર્મ૦ ૧૧
વિશ્વવિષે વિશ્વાસ રહે નહિ, વિશ્વપતિ ન કરે પુરવાર,
વિસ્મયતાથી વિશોચીને મન, અધમ ગુમાવે છે અવતાર;
સત્ય એજ સર્વત્ર સુસાધન, ઈચ્છિત અભિમતનું દાતાર.—ધર્મ૦ ૧૨
સંક્ષેપે સૂચવ્યું વિવેચન, સૂજ્ઞજનોને જે સુખદાય,
સારગ્રહી જન સત્વ ગ્રહીને, લેશો લક્ષવિષે અભિપ્રાય;
ધર્મસિંહસુત ધર્મ ગણી નિજ, ધરવા કાન ધર્મ અધિકાર.—ધર્મ૦ ૧૩

## શ્વાસને શોષ છે.

### દેશ.

"ઓધવજી રે સંદેશડો, કહેજો મથુરાં મોઝાર"—એ રાગ.

શ્વાસને શોષ મટે નહિ, જીવતાં જંજાળ;
હરખને શોક એ દીલની, સહુ આળપંપાળ.—શ્વાસને શોષ૦ ૧
સંસાર સ્વપ્ન વિચિત્ર આ, કરે ક્લેશ શું થાય;
સુખં દુ:ખ ઉપજે સ્વભાવથી, તેને પૂરે તણાય.—શ્વાસને શોષ૦ ૨
જાગિને જોતાં મિથ્યા કહે, લાગી સ્વપ્નમાં લાહ્ય;
સ્વપ્નની આગ તે સ્વપ્નનાં, સલિલેથી બૂઝાય.—શ્વાસને શોષ૦ ૩
પુન્યને નામે પ્રપંચથી, દેખાડે બહુ ડોળ;
કપટ કદાપિ ટકે નહિ, ભમે આખો ભૂગોળ.—શ્વાસને શોષ૦ ૪
કઈક ગરીબને મારીને; કરે પૂજન પાઠ;
ઠાકર તેથી ઠગાય શું? ઠાલો એ ઠાઠમાઠ.—શ્વાસને શોષ૦ ૫
આખર આ તન છૂટતાં, કાંઈ અટકે ન કામ;
મિથ્યા તણાએ માનમાં, અભિમાની નાદાન.—શ્વાસને શોષ૦ ૬

માટીમાં માટી મળી જશે, દાટી રહેશે ન દેહ;
પૂતળું આ પંચભૂતનું, તેમાં નેહ ને લેહ.—શ્વાસને શોષ૦ ૭
ગંદી ગુમાની કાયની, કરે ચિંતા અપાર;
ક્ષણુની ખબર પડે નહિં, ધાર્યું ન બને લગાર.—શ્વાસને શોષ૦ ૮
*તોય વલોવેથી †તૂપનો, લેશ પામે ન તોય;
મહેનત મફત કરી મરે, વિચારીને ન જોય.—શ્વાસને શોષ૦ ૯
"આ કરૂં આ કરૂં આ કરૂં, કરૂં આકરૂં કામ;"
કંઇ નીપજે નહિં પાધરૂં, લેશ લે ન વિરામ.—શ્વાસને શોષ૦ ૧૦
કર્તારે કીધેલા કૃત્યમાં, કાઢે પૂલાઈ ભૂલ;
અકળ હેતુ અવિનાશીના, મુંઢ જાણે ન મૂળ.—શ્વાસને શોષ૦ ૧૧
મરણ કાંઠે આવે ત્યાહરે, સૂઝે ભક્તિ ને ભાવ;
ભુંડાઈમાં ભવ ખોળિને, માગે મુખથી બચાવ.—શ્વાસને શોષ૦ ૧૨
જીવન વણુસાડયું જોખમે, ખેલી જાર જૂગાર;
અંતે શું વ્યર્થ આડંબરે, તરે તું ભવ પાર?—શ્વાસને શોષ૦ ૧૩
ફોકટ ફાંફાં મારતાં, કહો કેમ બચાય;
પાય વિચારી ભર્યો નહિં, હવે તો નિરૂપાય.—શ્વાસને શોષ૦ ૧૪
રૂચિર રૂચી ન રૂષીતણી, કાન જ્ઞાનની વાત;
અભિરૂચી કુંચી અજ્ઞાનની, સૂઝી તે ભલીભાત.—શ્વાસને શોષ૦ ૧૫
ધમણ ધમે તેમ શ્વાસ આ, થાય શ્વાસ ઉસાસ;
જીવ લુહાર ઉઠી જતાં, અંતે પામશે નાશ.—શ્વાસને શોષ૦ ૧૬
નીતિ-ભક્તિ શુદ્ધ ભાવથી, કરી કીર્તિ પ્રકાશ;
કાન તજી બધી કલ્પના, ભજને અવિનાશ.—શ્વાસને શોષ૦ ૧૭

## દુઃખરૂપી જગત.

### પદ-ઝીંઝોટી.

"નાથ કેસેં ગજકો રે બંધ છુડાયો"—એ રાહ.

જગત્ દુઃખરૂપ અરે જન જાણો,
તેમાં સાર અસાર પિછાણો—જગત્૦ (ટેક)
માયાના મિથ્યા પ્રપંચમાં પડતાં, શુદ્ધ સાર ન લેવાણો;
ભક્તિનો પંથ સુલભ લાભકારી, હાથે કરી તે તજાણો.—જગત્૦ ૧
હરિરસ અમૃત સ્વાદ તજીને, વીષ વિષયમાં ભમાણો;
પારસમણિની પ્રીતિ તજીને, વોર્યા પાપના પા'ણો.—જગત્૦ ૨

---

* પાણી. † ઘી.

સત્ય સદાચાર નીતિથી ચાલે, એજ સુજ્ઞ જન શાણો;
પુન્ય પવિત્ર સુકૃત્ય કરીને, અક્ષય કીર્તિ કમાણો.—જગત૦ ૩
સ્વપ્ન સમાન જગતનાં સુખદુઃખ, ભય શોક શું ઉર આણો;
આ ભવનાટક ભજવી બતાવતાં, માનિયે શું લાભ હાણો?—જગત૦ ૪
પુત્ર પ્રિયા મિત્ર માત તાત તે, સ્વારથી સાથ ભરાણો;
નિશદિન મનડું લગાડિને તેમાં, મોજમાની એ શું માણો?—જગત૦ ૫
ભવસાગરથી પાર ઉતરવા, સત્સંગતનાં લહો વ્હાણો;
સદ્ગુરૂ શ્રેષ્ઠ તે સારથી સબળા, બૂડતા તારે પાષાણો.—જગત૦ ૬
સુખ સકળ અનુકૂળ ન કોઇને, દુઃખ-ડુંગરનાં દબાણો;
ધીરજ ધારીને સહન કરો સહૂ, સઘળે એજ મોકાણો.—જગત૦ ૭
લંપટ કપટી ને લાલચુ લુચ્ચા, છળભેદની ખણી ખાણો;
પસ્તાય અંતે પરન્તુ તજે નહિં, કર પકડી ભર તાણો.—જગત૦ ૮
મૃગનયની તરૂણીનાં કટાક્ષ જે, તીક્ષ્ણ મોહનાં બાણો;
તેથી રહિત રહ્યો જે સુઘડનર, પ્રૌઢપણે તે પંકાણો,—જગત૦ ૯
મોહને પાશ પડીને મૂરખ, નિંદિત નફ્ટ ગણાણો;
અપયશ પામિ અધમ તે આ વિશ્વે, જીવતાં મૂવો જણાણો.—જગત૦ ૧૦
કાન કથામૃત પાન કરીને, જ્ઞાનનો પંથ પ્રમાણો;
સદ્બુદ્ધિ વૃદ્ધિ કરી અર્થ શોધો, શ્રી હરિચરણ વખાણો.—જગત ૧૧

## ગીતિ.

સાર રહિત સંસારે, સંશય માત્રજ મળે કદી સાર;
તો સત્સંગે સુખદા, પામર જનપર કરજે ઉપકાર. ૧
આશાને અંધારે, તૃષ્ણા-તૃપ્તી, કદી નહિં થાય;
તજ આશા અભિલાષા, કાન ભક્તિની મળે મહા સાહ્ય. ૨

## સૌ સ્વાર્થનું છે.

### રામશ્રી.

"ભૂલી ભમે છે ભામની"—એ રાગ.

સ્વારથીઓ સંસાર આ, નથી કોયનું કોય;
તન ધનનાં સગાં સર્વે છે, તારૂં કોય ન હોય.—સ્વારથીઓ૦ ૧
હેત હૈયાતણું દાખવે, હેતુ પાડવા પાર;
તજી દેતાં પછી તુજને, ન લગાડશે વાર.—સ્વારથીઓ૦ ૨
ધિક્ક તે પ્રીતની રીતને, ધિક્ક તેવો સંબંધ;
ધિક્ક તે માણસ જાતને, જાણો દેખતું અંધ.—સ્વારથીઓ૦ ૩

સાચી સગાઈ-પ્રીતિ તજી, ડોળમાં જે તણાય;
પાછળથી પસ્તાઈને, બોલશે હાય હાય.—સ્વારથીઓ૦ ૪
રડશે કે કૂટશે નાખશે, મોઢે મોટો નિઃશ્વાસ;
સ્વારથીઆના સોંગ તે, થાતાં મનથી નિરાશ.—સ્વારથીઓ૦ ૫
પળપણ જે વણ ના ગમે, થાયે ઉરથી અધીર;
તે વણ વરષો વહી ગયાં, વે'તાં નેત્રથી નીર.—સ્વારથીઓ૦ ૬
મીઠી મીઠી વાતે રીઝવી, પૂરે મનના કોડ;
અંતરના ઉદ્દગારમાં, ન મળે કંઈ ખોડ.—સ્વારથીઓ૦ ૭
ગાયે સૂણે લખે પ્રેમથી, બતલાવીને પ્યાર;
હૈયાના હાર કહે વળી, કહે પ્રાણઆધાર.—સ્વારથીઓ૦ ૮
આંખની કીકી કહે અને, કહે નીર સમાન;
આપે બને દીન મીનને, દાખવે એહેશાન.—સ્વારથીઓ૦ ૯
ખાનપાનાદીકથી કરે, બહૂ બહૂ બરદાસ;
દાસત્વ દેખાડે દિલથી, કદી ન દિસે ઉદાસ.—સ્વારથીઓ૦ ૧૦
કમળ ખીલે સૂર્ય ઊગતાં, જોઈ ત્યમ મુજ મૂખ;
આનંદ દાખવતાં મહા, કે'તાં સહુ મળ્યાં સૂખ.—સ્વારથીઓ૦ ૧૧
તન ધન તે શી વિશાદમાં, એમ આણતાં મંન;
તે વેણ વીચારો ક્યાં ગયા, વળી પ્રસન વદંન.—સ્વારથીઓ૦ ૧૨
પાસે છતાં પણ દૂર છે, થાતાં દિલડું દૂર;
તું તજે પણ હું કયમ તજું, મૂજ મનથી જરૂર.—સ્વારથીઓ૦ ૧૩
ખચિત લાગે મારી જાતને, જેથી કુડું કલંક;
કૃત્ય તેવું કદી ના કરૂં, મદી મનથી નિઃશંક.—સ્વારથીઓ૦ ૧૪
પ્રીતિઅંતે એવા દુઃખથી, થાંશે દોહલા દીન;
સૂઝ ન રહેશે શરીરની, થાતાં ખેદથી ખિન્ન.—સ્વારથીઓ૦ ૧૫
માટે મૂકી જૂઠી પ્રીતને, ભજો જગદાધાર;
અચળ લગાડિ એમાં પ્રીતિ, થાશો સુખિયાં અપાર.—સ્વારથીઓ૦ ૧૬
અનુભવથી કાન પ્રેમનો, કરી શુદ્ધ આકાર;
સાવધ થઈ સંસારનો, શોધે તો મળે સાર.—સ્વારથીઓ૦ ૧૭

### દોહરો.

સત્યનીતિ આ જગતમાં, તારક નૌકારૂપ;
પવિત્ર મંન પ્રસન્નથી, દે આનંદ અનૂપ. ૧

## પાપનો પશ્ચાતાપ.

### સોરઠા.

જીવીને બહુ વર્ષ, હર્ષ શોક ના પરહર્યો;
કર્યો ન દેશોત્કર્ષ, પાપીપંથે પરવર્યો. ૧
વાપરવા તન ધંન, જો આપ્યાં જગજીવને;
કામ ન કર્યાં સધંન, લોભ લાભ લેખી મને. ૨
વૃથા કર્યો બકવાદ, ભૂલી જઇ નિજ રૂપને;
ઈશ્વર કેરી યાદ, તો ક્યાંથી આવે કને ? ૩
કરવાનાં શુભ કામ, વારેઘડિયે વીસર્યો;
રાખી ડોળ દમામ, ફાવે ત્યમ ફરતો ફર્યો. ૪
માત તાત ગુરૂદેવ, સેવ ન કીધી તેમની;
તજી ન બૂરી ટેવ, પથ્થર લઇ હાર્યો મણી. ૫
વિદ્યાભ્યાસ વિચાર, સત્યસાર સાધન ખરાં;
જાતે જઇ હદબ્હાર, ના હૈયે હોડે ધર્યાં. ૬
પરને દેવા બોધ, બહૂ બહૂ આગળ પડચો;
નિજનો જરા વિરોધ જોયો નહિં જેમાં સડચો. ૭
બાળાપણુમાં બ્હીક, ચીવટ ચિતમાં ના ધરી;
ઠગબાજીમાં ઠીક, ટોઠ ઠાઠથી શું ઠર્યો ? ૮
અતિ ઉત્તમ પુરૂષાર્થ, સાર્થક કરવા સર્વને;
બાળ યુવા ભાવાર્થ, ખરી અવસ્થા એજ છે. ૯
ધર્મ અર્થ ને કામ, મોક્ષ સિદ્ધી એમાં મળે;
વ્યર્થ મૂર્ખતા માત્ર, મૂરખ શું રાખે મળે. ૧૦
પરહરિ સર્વ પ્રમાદ, યાદ કરી પરિબ્રહ્મને;
કાં-ન ન્હાય નિજ દાદ ? ભાંગી ભૂંડા ભ્રમને. ૧૧

## વૃદ્ધાવસ્થા.

### ગરબી.

"વ્રત રહિયે રે એકાદશી, જળ જમુનામાં નાહિયે."—એ રાગ.

આવિ વૃદ્ધવસ્થા અરે, ચિત્ત શાન્તિ ન પામ્યું;
શરીર શીથિલ થયું અને, બળ સકળ વિરામ્યું.—આવિ૦ ૧
આંખે આવી ગઈ ઝાંખ ને, કાને ઢાંકણુ આવ્યાં;
મુખમાંના દાંત ગયા પડી, માથે પળિયાં વસાવ્યાં.—આવિ૦ ૨

સૂવાય તેમ બેસાય ના, અંગ અસ્થિનો માળો;
નાકે વહે બહુ લીંટ ને, મૂખે થૂંકજ ભાળો.—આવિ૦ ૩
પેટમાં અન્ન પચે નહિં, ન જમાય સુરીતે;
રોગ લાગુ પડે સ્હેજમાં, ઉપચાર ન જીતે.—આવિ૦ ૪
રસ રૂપ ગંધ વિકાર તે, ઓળખાય ન એકે;
જોબન રંગ પતંગનો, જાતાં-વેંતજ છેકે.—આવિ૦ ૫
સેવા કુટુંબી કરે નહિં, શુદ્ધ ભાવના રાખી;
મુંને ભાવે રામ નામ ને, એને પ્રેમની સાખી.—આવિ૦ ૬
પાળિ પોષીને મ્હોટાં કર્યાં, બાળ શત્રૂ થયાં તે;
સ્વારથમાં થઇ લીનને, ગુણ ભૂલિ ગયાં રે.—આવિ૦ ૭
સહુ સહુના કાજમાં મચ્યાં, સામું જોય ન સાચે;
માગેલી ચીજ પૂરે નહિં, મુખે મૃત્યુને યાચે.—આવિ૦ ૮
'સાઠે બુદ્ધિ નાઠી ગઈ,' કહી સર્વે ધિક્કારે;
પીપળ પાનનો દાખલો, મનમાં ન ઉતારે.—આવિ૦ ૯
વિષમ વૃદ્ધાવસ્થા મહા, મહા દુઃખનો દરિયો;
તરિયો તે જંન પ્રયત્નથી, હરિરસમાં જે ઠરિયો.—આવિ૦ ૧૦
જોબન જાતું નહિં રહે, એમ દીલથી જાણ્યું;
જરા જરાવારમાં થઇ, રાજ જાવાનું ટાણું.—આવિ૦ ૧૧
દુઃખી દુઃખી થઇ દીલથી, પરાધીનતા ધારી;
દોહેલા દિવસ ગુજારવા, વ્હાર આવ મુરારી.—આવિ૦ ૧૨
આરંભમાં દે સુબુદ્ધિ કે, આખરે ન પિડાઉં;
ભીંજી તારા રંગ રાગમાં, કાન મન હરખાઉં.—આવિ૦ ૧૩

## પદ.

વૃદ્ધ થયો પણ મમતા નવ છૂટી, તૃષ્ણાતણી જાળ કાંઈ ન તૂટી. (ટેક)
શી ગતિ મારી હરિહર થાશે, દુખના દિવસ આ કઈ પેર જાશે;—વૃદ્ધ૦ ૧
બોલાય કે સંભળાય ન પૂરૂં, વંચાય કે ન લખાય અધૂરૂં;—વૃદ્ધ૦ ૨
સરવ ગયાં ગાત્ર છૂટાં થઈને, અરજ કરૂં કોણ પાસે જઈને;—વૃદ્ધ૦ ૩
સગાંસંબંધી તે સ્નેહ ન રાખે, ચાલતું જેને ન પલ મુજ પાખે;—વૃદ્ધ૦ ૪
વિત્ત ગયું ચિત્ત શૂન્ય થયું ને, શુદ્ધ સ્વધર્મમાં તન ન વહ્યું રે;—વૃદ્ધ૦ ૫
કીધું કરાવ્યું ન કંઈ કામ સારૂં, થાશે હવે શું હરિહર મારૂં?—વૃદ્ધ૦ ૬
નામ જપ્યું જગદીશ ન તારૂં, વાક્ય ખરૂં તો લાગે ખૂબ ખારૂં;—વૃદ્ધ૦ ૭
વિષમ વિષયમાં પ્રીતિ કરીને, વિશ્વંભરને ગયો વીસરીરે;—વૃદ્ધ૦ ૮

સ્વલ્પ સૂચન પણ ધ્યાને ન ધાર્યું; ઉત્તમ અધમ મને ના વિચાર્યું;—વૃદ્ધ૦ ૯
કોન બચાવ પડ્યો તુજ ચરણે, તરણુ લઈ મુખ છે તુજ શરણે;—વૃદ્ધ૦ ૧૦

## વિચારી જો વાત આ એક સારીરે.

### ગરબી.

" રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. "—એ રાગ.

વિચારી જો વાત આ એક સારીરે, થાય જેથકી તું સુખકારીરે,
ખરી છે તુજ હિતની બારી,–વિચારી જો વાત આ એક સારીરે. (ટેક.)
ગયો વખત નહિ હાથ આવેરે, શાને ફોકટમાં તું ગુમાવેરે;
કદિ કરતો નહિ જેમ ફાવે,–વિચારી જો વાત આ એક સારીરે. ૧
પશુ પણ પ્રેમે વૈભવ માણેરે, પુત્ર સ્ત્રિને પ્રીતિથી પીછાણેરે;
ફેર તુંમાં તેમાં શો આ ટાણે?–વિચારીજો વાત આ એક સારીરે. ૨
તુંને બુદ્ધિની બક્ષીશ મોટીરે, તેની કેમ કરે ન કસોટીરે;
બદનામી રે'શે સર ચોંટી,–વિચારી જો વાત આ એક સારીરે.
રહે ધન ને ધંધામાં ધરાઈ રે, સજે છે ઠાવકી સુઘડાઈરે;
મન મલિનતા રહિજ છવાઈ,–વિચારી જો વાત આ એક સારીરે. ૪
તન ધનનો ભરૂંસો ખોટોરે, જીવ જાણવો જળ પરપોટોરે;
કાળનો શિર લાગશે સોટો,–વિચારી જો વાત આ એક સારીરે. ૫
પ્રભુપદમાંહિ પ્રેમ જગાડી રે, લગની એની સાથ લગાડીરે;
કામ ક્રોધને ઝટ દે ભગાડી,–વિચારી જો વાત આ એક સારીરે. ૬
મૂક ટેવ ખોટી સહુ તારીરે, જૂઠ જારી અવિદ્યા અકારીરે;
કાન વાગશે તીવ્ર કટારી,–વિચારી જો વાત આ એક સારીરે. ૭

## હિતશિક્ષા.

### ગરબી.

હોજીરે હેતે હરિગુણ ગાઇયે, નથી એ સમાન જગતમાં કાંઈએ.
હોજીરે૦ (ટેક.)
તર્યા ભક્તિતણાં નાવથી જૂઓ ઘણા, પામ્યા મોક્ષ-મુક્તિમાં નહિ કંઈ મણા;
ગ્રંથ સિંધુ સમા ગાય ગુણ તે તણા,—હોજીરે૦ ૧
હરિભક્તિનો પ્રભાવ તો અકથ્થ છે, એનાં ધૂન ધ્યાનમાં મુનિ તટસ્થ છે;
હરિરટણવિના જીવવું અકાજ છે,—હોજીરે૦ ૨
જ્ઞાનવિના માનવી પશુ પ્રમાણવો, પૂન્યવિના શૂન્ય દેહ આ પિછાણવો;
વ્યર્થ સુખભોગ ગર્વ મન આણવો,—હોજીરે૦ ૩

સાથ લઈ જવાનું સાચ દ્રવ્ય સાચવો, સાચ ભક્તિ પ્રભુ–પ્રેમથી અનુભવો;
ક્રૂર કર્મતણો ખોદિયે નહિં કુવો,—હોજીરે૦ ૪
હતા બાળ સારે કાલું કાલું બોલતા, શુદ્ધ-સાચ મનનું રહસ્ય ખોલતા;
બની વૃદ્ધ દૃષ્ટ ભાવ ધરી ડોલતા,—હોજીરે૦ ૫
ચિત્ત દુષ્કૃતિ થકી હમેશ વારવું, હીત નિજસમાન સર્વનું વિચારવું;
વિશ્વનાથતણું નામ ન વિસારવું,—હોજીરે૦ ૬
ખોવિ તક ન ઘટે ખાલિ તકરારથી, કહો ઉગારશે કોણ યમ મારથી;
કાન ધર્મવિના કોણ થશે સારથી?—હોજીરે હેતે હરિગુણ ગાઇયે. ૭

## લલિતછંદ.

અકળ છે ગતી કાળની સદા, સુજન વાત તે માનજો યથા;
પ્રતિત તેનિથી દુ:ખિયા થશો, વિકળ વ્યાધિના પાશમાં જશો.—૧
વખત જે ગયો તે નહિં મળે, અધિક યત્ન કે યુક્તિઓ કરે;
ભલભલા મહા લોક જો ગયા, કુછબિશાદમાં આપણે રહ્યા?—૨
ખચિત મોત તો મસ્તકે ભમે, પળપળે કરી લે અનુક્રમે;
મનતણી મને રે રહી જશે, સુગમ માર્ગ તો નાજ સુઝશે.—૩
સહુ સંબંધી છે ધંન ધામનું, નથી સુમિત્રકો હાડચામનું;
તજિ દઈ બધો તેહ ખખંરો, હરિકૃપા તણો લ્યોજ આશરો.—૪
અચળ જે કૃપા સર્વદા કરે, સધન સાધને સંકટો હરે;
કપટ સ્વાર્થ કે લોભ ના મળે, અખિલ વિશ્વનું શ્રેય જે કરે.—૫
સુમનથી કરો ભક્તિ તેમની, સુરસ ભાવને વૃત્તિ ક્ષેમથી;
ગરવ ઠાઠ ને વાદ વારવા, નિડર થઈ દવા એજ લે રવા.—૬
પરમ ધર્મનાં કાર્ય આદરો, નરમ મર્મથી પાર ઊતરો;
વચનસાર છે એ ખરેખરો, ભવપતી ભજી ભવદધી તરો.—૭

## ઘરસંસારની ઘટમાળ.

### બિલાવલ—પદ.

"કુંવરી કુંવર મારાં લાડકાં"—એરાગ.

ઘટમાળ ઘર સંસારની, ફરે દિવસ ને રાત;
શાન્તિ સંતોષ વિના નહિં, કંઇ ઠરવાની જાત.—ઘટમાળ૦
સંસારરૂપી આ કૂપને, ઘટ અડચણ ધાર;
ભરાય ભરાય ઠાલા વળી, એમ જેનો વહેવાર.—ઘટમાળ૦

નીર તે મનના તરંગ જે, ઝટ થાય સમાય;
ચારૂ ચરણ ચિદ્‌ઘનવડે, ચાલે તંત્ર સદાય.—ઘટમાળ૦

વીઘન અનેક વાતે નડે, ન મળેરે વિરામ;
સાત સાંધે તૂટે તેર ત્યાં, ઠરવાનું ન ઠામ.—ઘટમાળ૦

એકલ અલગ ગમે નહિં, ઘર ઘરણીનું સ્થાન;
તે પણ સૂજ્ઞ જો ન્હોય તો, આગ થાએ નિદાન.—ઘટમાળ૦

ગુણશીલ હોય જો કામની, ન્હોય સંતાન પેટ;
હોય કાં તો તે કુલક્ષણાં, ઠરી બેસે ન ઠેઠ.—ઘટમાળ૦

હોય સહૂ અનુકૂળતો, પડે દ્રવ્યની તાણ;
લાજ રીપૂ લૂટે કદી, એ તે શું થોડી હાણ ?—ઘટમાળ૦

ઊપજનો પંથ એક ને, ખર્ચવાના અનેક;
લાજ નિભાવવી સર્વમાં, મૂકી ટેક વિવેક.—ઘટમાળ૦

પરવશતા વળી વેઠવી, સ્હેવો ખાલી રૂવાબ;
દાસત્વ સ્થિતિ દયામણી, માથે અઘટિત દાબ.—ઘટમાળ૦

સ્વારથુ સગાંસંબંધીઓ, તેનું જાળવી મંન;
કામ લેવું બહુ કળ થકી, ખરચી તન ધંન—ઘટમાળ૦

ઓછું આવે મનમાં વળી, ખામિ લેશ કરાય;
ઢંગ બળ્યા એ સંસારના, પ્રેમ ન મળે જરાય.—ઘટમાળ૦

ખોટિ રીતે જો ન ચાલિયે, થાય મ્હોટો કંકાશ;
હાસ વાળીને ન બેસવું, થાતું દિલમાં નિરાશ.—ઘટમાળ૦

સિદ્ધો સુધારો સુધા સમો, કરે જગતનું કલ્યાણ;
ચ્હાયે પરન્તુ ચાલે નહિં, જન મૂર્ખ અજાણ.—ઘટમાળ૦

સાચ સુપંથમાં પાઈએ, પ્રીતથી ન ભરાય;
ચોર, અનગ, જળ ઘાતથી, વણુશે તે ખમાય.—ઘટમાળ૦

વડીલ કૃપાળુ ચાલી ગયાં, હતી જેમની ઓથ;
સંસારનો ભાર ખેંચવો, થઈને લોથપોથ.—ઘટમાળ૦

ધૂંચવણી ઘણી વાતમાં, ધીમે ઊકેલી ધીર;
લવ ન ચુકે નિજ ધર્મને, ધન્ય તે શૂરવીર.—ઘટમાળ૦

ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ સર્વથી, વદે વેદ પુરાણ;
સત્યસફળ થાય જો કરે, કાન લોકકલ્યાણ.—ઘટમાળ૦

### હરિગીત.

ઘટમાળ સરખી છે ગતી, મૃત્યુ અને જીવીત તણી,
ઠલવાય તેમ ભરાય કુંભો, પળ પળે તેવી બની;
કદિ હરખઘેલાં થાય કે, ફૂલાય ફોકટ ફંદથી,
કદિ અધિક ચિંતાતુર થઇને, રડેછે આક્રંદથી. ૧
મનની કૃતિ સહુ જાણવી, તે પળ પળે ફરતી ફરે,
ઘડિ ઘડિ રંગ તરંગમાં, નવ નવા ઘાટ ઘડ્યા કરે;
જન્મતાં થાએ દુઃખ તે તો, જયમ અસહ્ય જણાયછે,
જીવતાં જોતાં અંત સૂધી, તંત તૂલ્ય વણાયછે. ૨
સુખનો ઝરો સંતોષ કે, વૈરાગ્ય સાધનથી મળે,
પણ ચિત્ત થઈ નિશ્ચિંત જો, ભગવંત સંત વિષે ભળે;
"નથિ સાર કંઈ સંસારમાં, મોહનો મિથ્યા ભાસ છે,"
ખાલી વદેથી શું વળે, વર્ત્તન તણો જ્યાં નાશ છે. ૩
મન મગ્ન રસ મસ થઇ ભિંજે, ને વહે અશ્રુ આંખથી,
સાક્ષાત્ નિરખે ધ્યાનમાં, તે જ્ઞાની લીજે ઓળખી;
કરૂણાળુ ઉર જેનું સદા, પરમાર્થ પર મમતા મહા,
સમતા થકી નમતા દિશે, રમતા કહાન ત્દદે અહા! ૪

---

# પ્રકરણ ૨ જું.

## નીતિ તથા ઉદ્યોગસંબંધી.

### દક્ષ લક્ષણ.

#### સિંહાવલોકન સવૈયા.

જગમાં જન જન્મિ કરે શુભ કામ, ઠગાય ન લંપટ મારગમાં,
રગમાં દિનરાત વહે શુભ રક્ત, ભણાય ન ભક્ત કદિ બગમાં;
બગમાં બહુ મૌન્યપણું પરખી, સૌજન્યપણું ખરચે વગમાં,
વગમાં ન તણાય જરાય કહાન, ભરે પગલાં જુગતે જગમાં. ૧
કદિ નીચની સંગતમાં વિચરી, ચરચારૂપ ચિત્ર ધરે ન બદી,
મદિરાથી અને પરદારથી દૂર રહી મદમસ્ત હરેજ બદી;

બદિનો બદલો પણ દે અલબત્ત, સહાયક વાયક શુદ્ધ વદી,
વદિ કે શુદિની ન કરે દરકાર, ધરે પુર પ્યાર કહાન કદી. ૨
રસમાં લલચાઈ બને નહિં લંપટ, છેવટ જાણિ અતિ વસમાં,
"વસ માં" જન સુજ્ઞ કહે કદિ ત્યાં, ન વસે અભિમાનથી આળસમાં;
લસમાં લસ એક ગણે મસ મુખ્ય, રહે ચિત ચોટી હરિજશમાં,
જશ-માન તણી પરવા ન કહાન, ભજે ભગવાન નવે રસમાં. ૩
કળથી કરિને પરમારથ કામ, મુખે કદિ કે' ન કીધું કરથી,
કર થીર કરે ન સુકાજવિષે, જર વાવરે ધીરજ ને ધરથી;
ધરથી ધરણીધર ઊર ધરી, ન વિકાર વિચાર ધરે વળતી,
વળતી વળિ વેળ વિલોકિ શિરે, ઝટ કાન ઉપાય કરે કળથી. ૪
પળમાં ન પ્રયાણ કરે અવળાં, સવળો થઈ તત્વ જૂએ તળમાં,
તલમાં રહ્યું કેટલું તેલ ભરેલ, અને ઊંડાણ વળી જળમાં;
જળમાં જલદી ઝીપલાવિ દિએ. પરમારથ બુદ્ધિ ધરી બળમાં,
બળમાં કળમાં રહી નંબર આદિ. છળે ન કહાન કદી પળમાં. ૫
તનથી મનથી સુવિચાર રચી, ઉપકાર કરે ધન સાધનથી,
ધન થીર રહે નહિં વીર અમીર, ગયા મરિ એમ ગણે મનથી;
મનથી મનમથ્થ સમર્થ દહી, "દહિંમાં દુધમાં" ન કરે જનથી,
જનથી ન કથીરપણું કરશે, દૃઢ કાન રહે તનથી મનથી. ૬
ગણના ગુણવંતની એહ ગણી, અવગૂણ તણો ગ્રહિયે કણ ના,
કણનાજ ઉગે કુલટા મતિમાં, ઉલટા કુવિચાર ભર્યા મણના;
મણના મણ જ્યાં અંધારૂં સદાય, ઉજાશ અરૂણ દિસે પણ ના,
પણ નામ તણું ન મળેજ વિરામ, કુલક્ષણ કાન કહે ગણ ના. ૭
ગણમાં અવગુણ તણા ઉદ્‌ગાર, ઉચાર ન વેણ કુલક્ષણનાં,
ક્ષણમાં તું ખચિત થશે ક્ષય રે, ભય આખર ઊપજશે રણમાં;
રણમાં પકડે જયમ પારધિ તેમ, ડુબીશ ભલા ભય દારૂણમાં,
રુણમાંથિ છુટિશ કહાન કદાપિ, બનીશ વળી રૂપ માગણમાં. ૮
જરિયે જરનો કરિયે નહિ મચ્છર, સ્વચ્છપણે ફરિયે હરિયે,
હરિયે નિરમાણ કર્યું ન ફરે, ઉપકારિ થઈ હરિને સ્મરિયે;
મરિયેજ પરસ્પર પ્રેમ વિના, શુભ નેમ વિના ન કદિ તરિયે,
તરિયે ફરિયે ન સુવેણ થકી, જર કાં ન કદાપિ જડે જરિયે. ૯
પણમાં પણ ડા'પણ વાપરિ રોજ, જવું નહિં ખાંપણના વ્રણમાં,
વણમાં વળ જે ઉલટો ઉવળે, શુભ સ્વાદ લહી દહિં માખણમાં;

ખણુમાં કદિ ખાડ ખરાબ અરે ખળ! તુંજ પડીશ ખરે ક્ષણુમાં,
ક્ષણુ માત્ર પવિત્ર ધરિ મતિ મિત્ર, કહાન પ્રભુ ભજ ડા'પણુમાં. ૧૦

## સત્પાત્રે દાન.

### દુમિલાછંદ.

વરસે વરસાદ સમુદ્ર વિષે, સરશે નહિં અર્થજ વ્યર્થ જશે;
વરશે શુભ કામ ન જો ધન તો, ધનનો મનમાં પરિતાપ થશે;
કરશે કરથી સત્કર્મ સદૈવ, સદૈવ ભલાં ફળ તો ફળશે;
કરશે હરિ સાહ્ય સદાય તને, મન જો સત્મારગમાં વળશે. ૧

પરિપૂરણુ પ્રેમ ધરી મનમાં, ચિત શાન્ત થઈ કરૂણા કરજો;
નજરે નિરખી દીન દુઃખી અનાથ, સનાથ કરી હૃદયે ઠરજો;
દિલમાંહિ દયાળ ઉદાર છતાં, ગુણુહીણુ ગમાર થકી ડરજો;
ધરિ ધર્મ તણો શુભ મર્મ મહાન, કહાન પરાઈ પિડા હરજો. ૨

ઉપકાર કર્યાથી દુરિજનનો, અપકાર કરી અપવાદ અપાવે;
સાહ્યક લાયક થાય નહિં, ઉલટો પરિતાપ ઉરે ઉપજાવે;
વાયક કાઢિ વળી હલકાં, છલકી છળભેદ કરીજ ફસાવે;
લાજ અને મરજાદ તજી, અતિ દંભ ધરી દિલ તેહ દુખાવે. ૩

કરવો ન ઘટે જન મૂરખનો, શુભ આશ્રય કે વિશવાસ કદાપી,
મૂરખ સૂખ કદી ન દિયે, ઉલટું અણુચિંતવ્યું દે દુઃખ પાપી;
કરતાં ઉપદેશ પ્રીતે હિતકારી, કરે વિપરીત રીતે દુખ પાપી;
પાય પીએ નહિ જો જશ નિર્મળ, રહેજ રહે દિનરાત ઉતાપી. ૪

મળશે ન મનુષ્યતણું તન ઉત્તમ, કોટિ પ્રકાર ઉપાય કર્યાથી;
ગઈ કદિ એક મિનીટ ફરી, ફરિથી નહિ તે મળશેજ કશાથી;
આજ ગણી મન જન્મ અમૂલ્ય, કરો શુભ કૃત્ય પ્રભૂની કૃપાથી;
તો ઉપકાર અપાર સુધાકર, કાન થશે કૃતકૃત્ય ત્વરાથી. ૫

## પિતૃભક્તિ.

### દોહરા.

કર સેવા પિતુમાતની, એજ તીર્થનું સ્થાન;
અન્ય તીર્થ આઘું અને, સમિપ તીર્થ આ જાણ. ૧

વિનય રાખિને વૃદ્ધનો, કરિયે અંગીકાર;
શુભ ઉપકાર વિચારીને, ધરિયે પૂરણુ પ્યાર. ૨

આ જગમાં થાવું નથી, એના જેવું એક;
મળે ભલે સ્નેહી સગાં, બીજાં સુજન અનેક. ૩
ફરિ ફરિ સુખ સઘળાં મળે, મળે ફરી ધન ધામ;
માત તાત તે નહિં મળે, યત્ન થકી કો ઠામ. ૪
પ્રિયા પુત્રને મિત્ર પણ, ફરિને કદિ મળનાર;
પણ પિતુમાત નહિં મળે, આ વિશ્વે નિરધાર. ૫
ગણે ગણિતે ગુણી જનો, ગગને ગ્રહો તમામ;
પણ પિતુમાત તણા ગુણો, ગણાય નહિં કો ઠામ. ૬
અકથ્ય એવો પ્રેમ છે, માત તાતનો નિત્ય;
નિશ્ચળ ને સુખદા સદા, પૂરણ મનની પ્રીત. ૭
તન-ત્વચા-તણું ચર્ણ પર, અર્પો કરી ઉપાન;
તોપણ ઓશિંગણપણું. ક્ષણભર ગુણનું ન માન. ૮
'કાન' વિનંતી કાન ધરિ, કાં ન વિચારે મંન;
વિચાર સમજી શાન્ત થઇ, કર પિતુમાત પ્રસન્ન. ૯

## પ્રેમપ્રભાવ.

### ગરબી.

"ઓધવજી માધવ રે મેલી કયમ ગયા"—એ રાગ.

પ્રેમતણું કારણ તે પ્રેમી જાણશે, અજાણ જનને તેને શો ઉપયોગજો?
પ્રેમતણી કિંમત કરવી છે દોહેલી, ઇશ્વિર તત્વતણો જેમાં સંજોગજો.-પ્રેમ૦
સીતા-રામતણે હૃદયે જે કે વસ્યો, વસ્યો વળી નળનૃપ દમયંતી ઊરજો;
પેખ્યું પ્રેમનું ચિત્ર ખરેખર તેમણે, બીજાપણ ઇતિહાસ બહુ મશહૂરજો.-પ્રેમ૦
અન ધન સાધન તે પાસે સહુ તુચ્છ છે, સ્વચ્છ પ્રેમનો થાતાં પ્રગટ પ્રકાશજો;
એકજ તન મન તેનાં નિશ્ચે જાણવાં, જોવામાં મર આવે બે આભાસજો-પ્રેમ૦
પતિ પાછળ બળિ મરતી રજપુતની સુતા, સુતિ સળગતી ઝાળમંહિ તતકાળજો;
પુનિત પ્રેમની નેમ કદી નવ ચૂકતી, ધિક ધિક પ્રેમ વગર જીવન જંજાળજો.-પ્રેમ૦
રાજમ્હેલ સુખવાસે જે ના સાંપડે, જડે ન વિદ્યાવંતવિષે જે લેશજો;
તે તો પ્રેમ પુનિત નિશ્ચે જેને મળે, પૂર્વપુન્ય-સંચિત-બળ હોય વિશેષજો.-પ્રેમ૦
અખુટ અખંડિત અવિચળ અવિગત પ્રેમ એ, અતર્ક્ય ને છે ઇશ્વિરપદનું રૂપજો;
ધર્મ મોક્ષ સિદ્ધિ જે આપે સ્હેલથી, છે મુસ્કેલ થવું પણ તે તદરૂપજો.-પ્રેમ૦
શુદ્ધ પ્રેમ તો સ્વર્ગિય સુખ આપે સદા, ઉત્તમ ઇશ્વિરભક્તિનું દ્રઢ જ્ઞાનજો;
અધમ મોહનું મૂળ સમૂળું ટાળિને, પ્રગટે સાત્વિક ભાવ સરળ સુખધામજો.-પ્રેમ.

પ્રેમ વિનાનું પશુ, નહિ તે માનવી, માનવિ સાચી મિત્રો મારી વાતજો;
પય પાણી જેવી પ્રીતિ સંભાળવી, કાન અનુભવ થાશે ઝટ સાક્ષાતજો–પ્રેમ૦

## મૈત્રીમાહાત્મ્ય.

### છપ્પય.

આજ જગતમાં એક, મિત્ર સાધન સુખકેરૂં;
તન ધનથી કરી સાહ્ય, દુઃખ ટાળેજ અનેરૂં;
માત તાત ગુરૂ પાસ, વાત જે કદિ ન વદાયે;
પુત્ર અને સ્ત્રી સાથ, ગુહ્યની ગાથ ન થાએ;
તે મિત્ર પાસ વિસ્તારથી, વાદ વદે મારગ મળે;
દુઃખ દારૂણ જે અંતરતણું, મિત્ર પ્રતાપે તે ટળે. ૧

### વસંતતિલકા.

મૈત્રી વિના જગતમાં સુખ તે નકામું,
મૈત્રી ગણો પરમ પાત્ર પવિત્રતાનું;
મૈત્રી વડે સુગમ માર્ગ સદા મળેછે,
મૈત્રી વિના કઈક મૂર્ખ કુપંથ લેછે.—૧

### શાર્દૂલવિક્રીડિત.

મૈત્રી મોંઘુજ રત્ન શ્રેષ્ઠ સહુમાં, સદ્‌ભાગ્યથી સાંપડે,
પાળે જો સહપ્રીત શુદ્ધ મનથી, તો સાર સિદ્ધિ જડે;
રાખ્યાથી ચિતમાં વિવેક ગુણને, રે નેકનિષ્ઠા ખરી,
જામે મિત્ર પવિત્ર સંગ સહજે, તો પ્યાર નિશ્ચે કરી. ૧

### દોહરા.

યાચક ગરજૂ જંનને, વ્હેમી મંન ફરેલ;
તેશું પ્રીતી બાંધતાં, પછી પડે મૂશ્કેલ. ૧
ક્રોધી ક્રૂર જુગારિને, જૂઠ વદે જે વાત;
તેને અંતર આપતાં, અંતે થાય ઉચાટ. ૨
પૂર્ણ પ્રમાણિક સદગુણી, શોધીને નર રત્ન;
કાન સફળ મૈત્રી કરી, લહો લાભ સંપન્ન. ૩

### ગીતિવૃત્ત.

સજ્જન સમાગમેથી, અનુપમ સુખના અનુભવો થાય;
વળિ ઉત્તમ શુભ ભક્તિ, નીતિનિયમો હમેશ નિરખાય.

નિશ્ચળ ચિત્ત બનેછે, અચળ ધર્મમાં વૃત્તિ ખરિ ધારી;
ચળિત જગતની કૃતિને, સાત્વિક મતિથી સદાય ધિઃક્કારી. ૨
સુખ દુખ મન રચનાને, ગણી સ્વભાવિક ઉરે નહિ આણે;
ઉત્તમ યશ ફળ મળવા, કરિ પરમારથ કૃતાર્થતા જાણે. ૩
સજ્જન સેવા સારી, નવ સારિ મૈત્રિ મૂર્ખતણિ ભાઈ;
દાનો દુશમન રૂડો, મૂર્ખ મિત્રથી હમેશ હલકાઈ. ૪
ક્ષણુ રૂષ્ટા ક્ષણુ તૃષ્ટા, ક્ષણુ ક્ષણુ જેના વિચાર પલટાય;
કહો તેથી શા સુખનો, ભવિષ્યમાં લાભ મર્મ ન પમાય. ૫
ચંદનતરૂ સમ ચારૂ, સજ્જન મૈત્રી અપાર સુખકારી;
ઘસતાં દહનજ કરતાં, સુગંધની એક ટેક ઉર ધારી. ૬
અહિ અતિ વળગિ રહેછે, ચંદનતરૂ તે વિપતિમાં હોય,
પણ પરિમળ નવ મૂકે, કમળ કીચમાં મળી રહે તોય. ૭

## ચોપાઈ—ત્રિતાળી.

પાત્ર પ્રવિણુ પ્રમાણિક મિત્ર, મળે વિરલ આ જગમાં ખચિત;
હોય હંસ તે સરવર ક્યાંહી, હોય મણિ ફણિધર કાયમાંહી.
ખળ સ્વારથી જન સહુ જાગે, મળે વિમળ ગુણી મહાભાગ્યે;
દુઃખ નિજ રંચમાત્ર ન જાણે, મિત્ર રજ દુઃખ પરમ પ્રમાણે.
પૂર્ણ પતિતકારી પ્રીતિવંત, ધન્ય એવા સુમિત્ર મહંત;
બન્ધુથી પણ બહુ સ્નેહવાન, એનું વિસરીયે શું હેસાન.
પાળે વિનય વચન રાખે ટેક, અંત સૂધી તજે નહિ નેક;
ખંત રાખી અનેક ઉપાયે, સાહ્ય થાય છતાં નિરૂપાયે.
કરી કાજ કથે ન મેં કીધું, નિરાભીમાની નિશ્ચળ સિંધૂ;
હરે ત્રિવિધ વ્યાધી તન મનની, ધન્ય ધારણા એ મિત્રજનની.
એવા સુશિલ સુમિત્ર જે મ્હારા, નિત્ય દુખહરી સુખ દેનારા;
પૂર પ્રેમે હું નમન કરૂંછું, ચિત્ત સ્મર્ણ સુગુણનું ધરૂંછું.
કીધા આપે પરમ ઉપકાર, આણી અંતર પ્યાર અપાર;
નથી આપવા બદલો સમર્થ, વાળું પાડ નથી ગાંઠે ગર્થ.
જેવો તેવો જાણીને તમારો, નિત્ય નિભાવી ભાવ વધારો;
દીઠા કુજન મહા દુઃખકારી, ભય ગ્લાનિ આપે અતિ ભારી.
મિત્ર મસ્તકે આળ ઓઢાડે, પડે અલગ પડીને રંજાડે;
મટે ગર્જે મૂકી લોકલાજ, લડે વડે નજીવાં કાજ.

દીસે પયસમ ઉજ્વળ બ્હાર, માંહ્ય પાપ પ્રપંચ અપાર;
ડોળઘાલુ ને દાંભિક ખોટા, છતાં નિજને મનાવે મોટા.
નથી ઈશ્વરનો ડર જેને, અન્યનો તો કહો કેમ તેને?
રહો તેવા કુમિત્રથી દૂર, સારે શત્રુની ગરજ જરૂર;
કરો એકજ પણ ઈષ્ટમિત્ર, લાભ આપે ને લે જે અભીષ્ટ.
બને શત્રૂ કદી જે ન ક્યારે, નીજ ઉજ્વળ ધર્મને ધારે;
કરો કાન તેનું સન્માન, ભાગો ભવની ભાવઠને નિદાન.

## વિચારવાજોગ વાતો.

### દોહરા.

જનમીને આ જગતમાં, લીધો તેં શું સાર;
કીધું શું જનનું ભલું, રે! મન તેહ વિચાર. ૧
પ્રીત ધરી પરમાર્થપર, નીતિ થકી નિર્ધાર;
રાખી રૂડી રીત શી? રે! મન તેહ વિચાર. ૨
ન્યાય નેહ ને વિનયથી, વિશ્વવિષે વ્હેવાર;
રાખ્યો રોજે કેટલો, રે! મન તેહ વિચાર. ૩
સત્ય સાચવી સર્વથી, ભક્તિ ગણિ સુખકાર;
નિર્દોષિ સંતોષિ થઈ, રે! મન તેહ વિચાર. ૪
લોભવિષે લુબ્ધાઇને, લેવા લાભ અપાર;
લોલુપતા રાખી હૃદે, રે! મન તેહ વિચાર. ૫
ગુસ્સાના આવેશમાં ભૂલી સાર અસાર;
ભવમાં ભટક્યો કેટલું? રે! મન તેહ વિચાર. ૬
પ્રીતે ઉઠી પ્રભાતમાં, જપવા જગદાધાર;
રાખી તેં રતિ કેટલી? રે! મન તેહ વિચાર. ૭
સ્વારથ ને પરમાર્થ પર, પૂરણ ધરિને પ્યાર;
સ્વધર્મ ધાર્યો કે નહિ? રે! મન તેહ વિચાર. ૮
ખળ દુર્જનથી અલગ રહિ, શીલપણે સુખકાર;
મન નિર્મળ રાખી શક્યો, રે! મન તેહ વિચાર. ૯
નિંદા વાદ પ્રમાદ સમ, તજિ વળિ વિષયવિકાર;
વશ ઇંદ્રિયો તેં કરી, રે! મન તેહ વિચાર. ૧૦
વ્હેમ મલિન મન મૂકીને, ધરી દેશ પર પ્યાર;
શી મ્હેનત ખંતે કરી, રે! મન તેહ વિચાર. ૧૧

દુરાચાર દુરવાદની, દૂર કરી દરકાર;
ફરજ બજાવી થિરજથી? રે! મન તેહ વિચાર. ૧૨
સુખ દુખ અસ્ત ઉદય અમુક,—વખતે વારંવાર;
કાળ ચક્ર માથે ભમે, રે! મન તેહ વિચાર. ૧૩
સ્વપ્નરૂપ સંસારમાં, સત્ય ઈશ આધાર;
મોહ મમત મદ મૂકિને, રે! મન તેહ વિચાર. ૧૪
સ્નેહિ સંબંધી સકળ જન, છે મતલબનાં યાર;
આખર કો તારૂં ખરૂં? રે! મન તેહ વિચાર. ૧૫
મૃત્યુ અંતે સર્વને, મોડું વેલું લેનાર;
પુન્ય પાપ સંગાથ છે, રે! મન તેહ વિચાર. ૧૬
આશાથી પરવશપણું, જાય સુયશ વિસ્તાર;
પશ્ચાત્તાપ પછી થશે, રે! મન તેહ વિચાર. ૧૭
વિત વાવર કર સરવદા, પ્રીતે પર ઉપકાર;
તો વિશ્વે શુભ નામના, રે! મન તેહ વિચાર. ૧૮
ક્રોધ કુબુદ્ધિ દૂર કર, વૃથા વાદ વદનાર;
પળપણ એક અમૂલ્ય છે, રે! મન તેહ વિચાર. ૧૯
કાન ધ્યાન ધરિ ઈષ્ટનું, શ્રેષ્ઠ પંથ સ્વિકાર;
નષ્ટ કષ્ટ જેથી થશે, રે! મન તેહ વિચાર. ૨૦

## વિવિધ બોધ.

### માલિની.

નથિ બળ, જરકેરી નમ્રતામાં જરૂર, વગર અરથનો તે શું ધરે ગર્વ ઊર?
થઇ ઉર અભિમાની સાર કાઢયો ન સારો, ભટકિ ભવવિષે તેં શું ધર્યો શીશ ભારો.
કરકસર કરી તેં દ્રવ્ય જે છે બચાવ્યું, ખચિત શ્રમ કરી તે તેં નવું ઊપજાવ્યું;
સરસ કૃત કરીને માન આનંદ ભાઈ, નરતનતણું સાચૂં તેજ સાફલ્ય આંહી.
સતવચન સુકૃત્યો, ચિત્તના સુવિચારો, સતત સરળનીતિ-ન્યાય એનેજ ધારો;
જગત-જિવન નીતી નિત્ય તેતો રૂપાળી, ધરિ મનદૃઢતા તે મેળવે ભાગ્યશાળી.
ચ્હડતિ પડતિ એ આ સૃષ્ટિનો છેજ ધારો, સમયસુચક થઇને જાળવો સૂવિચારો;
પ્રભુપદ શુભનિષ્ઠા રાખિ શ્રદ્ધાવિશેક, હૃદયકમળનો ના મૂકિયે સુવિવેક.
શરિરસુખવિનાની સર્વ સંપત્તિ શૂન્ય, તન ધન શુભ પામે પૂર્વનાં હોય પૂન્ય;
અતિ દુરલભ એવી ઈશબક્ષીશ છે તે, નિરખિ નિરખિ નેત્રે કાન ભક્તિ થકી લે.
અતિ સુલભ છતાં જે છે મહામૂલ્યવંત, પરમપ્રભુની ભક્તિ શ્રેષ્ઠ છે શક્તિવંત;
ફિકર તજિ સહુ તું દ્વંદથી થા નિરાળો, ધર હરદમ ધ્યાને મંનને મારિ બાલો.

## ઉત્તમ આધારો.

### દોહરા.

માત-તાત-સદ્ગુરુતણી, શિક્ષા જે સુખકાર;
સમજીને નિત વર્ત્તવું, એ ઉત્તમ આધાર. ૧
હિતકારક મિત્રોતણાં, હિમ્મત ને સુ વિચાર;
ચિત્તે નિત શાન્તિ કરે, એ ઉત્તમ આધાર. ૨
સુબન્ધુ કેરા સ્નેહનો, સહજ ન આવે પાર;
સંકટ વેળા શિર દિયે, એ ઉત્તમ આધાર. ૩
દ્રઢ મનથી દાતાર જે, કરવા પર ઉપકાર;
જર વાવરતાં નવ ડરે, એ ઉત્તમ આધાર. ૪
પવિત્ર નીતિ પુસ્તકો, સદ્ગુણના ભંડાર;
સુબોધ આપે સર્વદા, એ ઉત્તમ આધાર. ૫
શાણાં પાડોશી અને, સંપીલો પરિવાર;
સુખ દુ:ખમાં પાંતી લિયે, એ ઉત્તમ આધાર. ૬
અધિકારી સરકાર ને, શાણા સલાહકાર;
પાળે પ્રજા દયાથકી, એ ઉત્તમ આધાર. ૭
તારક ભવસાગર થકી, કર્ત્તા જે નિસ્તાર;
સદ્ભક્તિ સાધન સદા, એ ઉત્તમ આધાર. ૮
સદાચાર સુવિચારથી, શોધી સાર અસાર;
સાર સાર ઉરમાં ધરો, એ ઉત્તમ આધાર. ૯
કરુણાસાગર શ્રીપ્રભુ, દીનબન્ધુ દાતાર;
જે સૌનું સારૂં કરે, એ ઉત્તમ આધાર. ૧૦
સંતોષી સાત્વિક મતિ, નિર્મળ મંન વિચાર;
નિત પ્રેરે શુભ પ્રેરણા, એ ઉત્તમ આધાર. ૧૧
સ્વધર્મ કર્મ અળગાં કરી, આણી પૂરણ પ્યાર;
ધર્મ ધ્યાન નિશ્ચળ ધરો, એ ઉત્તમ આધાર. ૧૨
'કાન' વિનતી કામની, ગુણિયલ વારંવાર;
શુભ લક્ષણ ધારણ કરો, એ ઉત્તમ આધાર. ૧૩

## નીતિમાન અધિકારીઓ વિષે.

### સોરઠા.

નીતિ નિપૂણ વિચાર, પાળે પ્રજા વિવેકથી;
ટાળે ભય દુખકાર, ધન્ય એજ અધિકારિને. ૧

રંક અને શ્રીમંત, સમદ્રષ્ટે નીહાળીને;
ન્યાય કરે ગુણવંત, ધન્ય એજ અધિકારિને. ૨
ઈશ્વરના ડરથીજ, ચાલે નિત્ય વિચારિને;
સત્ય કરે કરથીજ, ધન્ય એજ અધિકારિને. ૩
ન્યૂન ત રાખે લેશ, સ્વધર્મને સંભારિને;
કાપે કુમતી કલેશ, ધન્ય એજ અધિકારિને. ૪
જર જુવતીને જોઇ, જરા ન ચિત જેનું ચળે;
અજર અમર જશ સોહ્ય, ધન્ય એજ અધિકારિને. ૫
દેશ થવા ઉત્કર્ષ, હૈયે હર્ષ વધારિને;
સાધન શોધે સર્સ, ધન્ય એજ અધિકારિને. ૬
લંપટ લૂચ્ચા ચોર, ત્રાશી નાશે હારિને;
પાડે સાપટ સોર, ધન્ય એજ અધિકારિને. ૭
રૈયતનાં સુખ દુઃખ, નિજ અંતર ઊતારિને;
પોતે બને પ્રમૂખ, ધન્ય એજ અધિકારિને. ૮
પ્રજાપીડનું નામ, સાંભરિ શબ્દ પુકારિને;
કરે અભય આરામ, ધન્ય એજ અધિકારિને. ૯
થાતાં અઘટિત કર્મ, જાતે જે અટકાવિને;
ધારે ઉજ્વળ ધર્મ, ધન્ય એજ અધિકારિને. ૧૦
જોઈ ગેર રિવાજ, સર્વે સઘ સુધારીને;
શુભ શોભાવે રાજ, ધન્ય એજ અધિકારિને. ૧૧
વેરા ને વળી વેઠ, કર દુખકારી ટાળિને;
પોષે જાણી પેટ, ધન્ય એજ અધિકારિને. ૧૨
ભ્રમર કમળ રસ જેમ, પિએ થઈ હિતકારીને;
લહે લવાજમ તેમ, ધન્ય એજ અધિકારિને. ૧૩
દેખી દુઃખ પ્રપંચ, મનને રાખે મારિને;
આપ ડગે નહિં રંચ, ધન્ય એજ અધિકારીને. ૧૪
ખેતિ અને વ્યાપાર, હુન્નર યુક્તિ સારિને;
કરે જગત જયકાર, ધન્ય એજ અધિકારીને. ૧૫
દરિદ્રતા દધિમાંહ્ય, ડૂબંતાં નરનારિને;
દેખી ઝાલે બાંહ્ય, ધન્ય એજ અધિકારિને. ૧૬
પરમારથ શ્રમ સર્વ, અંતર આપ વિસારિને;
વ્યર્થ ધરે નહિ ગર્વ, ધન્ય એજ અધિકારિને. ૧૭

ધર્મ નિયમ મનથીજ, સાચપણે સંભાળિને;
વર્ત્તે જેહ ખચીત, ધન્ય એજ અધિકારિને. ૧૮

કરિને પર ઉપકાર, કારી કષ્ટ નિવારિને;
ગણે સફળ અવતાર, ધન્ય એજ અધિકારિને. ૧૯

સાચો સુશિલ સદાય, સદ્દબુદ્ધિ વિસ્તારિ ને;
'કાન' હરિગુણ ગાય, ધન્ય એજ અધિકારિને. ૨૦

## દોહરા.

દેશ દુર્દશા ટાળવા, કરે સુધારા કામ;
નિજના નેક અનૂભવે, ધીરજથી સુખધામ. ૧

સાફ કરે ઇનસાફ જો, અમલદાર સુખકાર;
ગરિબ બિચારા તો નિભે, મટે પાપ પોકાર. ૨

લાંચ લઈ લુચ્ચાઈથી, રચે પ્રપંચ અપાર;
હાય ખાય જે રંકની, ધિક તે નર ને નાર. ૩

ધિઃક્ક તેનિ બુદ્ધિ બધી, ધિક તેનો અધિકાર;
ધિઃક્ક સમૃદ્ધિ તેમની, જેને નાહિં સુવિચાર. ૪

ન્યાય પાસ *નાતો અગર નાત જાત શું કામ ?
ન્યાય પાસ અધિકાર કે, ધનનું હોય ન ધામ. ૫

ન્યાય તહાં નીતી ટકે, ટકે પ્રમાણિક વાત;
ગોળ ખોળ ન ટકે ખપે, ટેક ટકે સાક્ષાત. ૬

## દુર્વ્યસન નિષેધ.

### લાવણી.

સહુ સુણો સૂજ્ઞ સન્મિત્ર, ધરીને પ્રીત, અર્જ આ મારી;
દુર્વ્યસન દૂર કાઢવા, કરો તૈયારી. (ટેક)
દેશી જન દુખડાં ખમે, આજ આ સમે, સૂખને ખોઈ;
વળિ એદી થઇને રહે, રાત દિન રોઈ.
અન ધનના સાંસા પડે, શોકમાં સડે, ખેદ ઉપજાવે;
હસવું ને થાએ હાણ, મંન લજવાવે.
તે માટે કરો ઉપાય, અતિ સુખદાય, આપ યુક્તિથી;
બુદ્ધિ ને ધન વાપરો, યોગ્ય શક્તિથી.

* સંબંધ.

ઝૂલ.

દુર્વ્યસને વિદ્યાતણો, નાશ થાએછે,
દુર્વ્યસને દુનિયાંથકી, સુયશ જાએછે;
દુર્વ્યસને સહુ સદ્દગુણો, દુર્ગુણો જેવા,
દુર્વ્યસને દુરવિકાર, ઉપજે કેવા !

તેનો કરિ અંતર તોલ, સુણ એ બોલ, દિલ વિચારી;
દૂષણ તે દૂરે કરો, સુલક્ષણ ધારી.—સહુ સુણો૦ ૧

ગાંજો ને ભાંગ અફીણ, દેહને ક્ષીણ, ખરે કરનારાં;
પણ લાગે દુર્વ્યસનીને, પૂર્ણ તે પ્યારાં.
મદિરાથી મૂર્ખ પ્રસન્ન, મગ્ન થઈ મંન, પ્રીતથી પીએ;
પણ આખર દારૂણ દુઃખે, સુખે નવ સુએ.

ઝૂલ.

ખોશે શક્તિને શૂર, નૂર તન મનનું,
નિસ્સે થાશે ચકચૂર, ભાન ન તનનું;
નવ ગમે લેશ ઉદ્યોગ, યોગ્ય પોષણનો,
તો બીજો શો સંયોગ, સૂખ સાધનનો.

બાળક તે દુખથી બળે, વળી તરફડે, નિશાસે નારી;
દેખીને વ્યસની પતિ, બને લાચારી.—સહુ સુણો૦ ૨

નિત્યે ઉત્તમ મિષ્ટાન, સરસ પકવાન, ક્યાં થકી લાવે?
જે દળિ કાંતિ દુખવડે, નિભાવ ચલાવે.
સન્મિત્રોને સંતાપ, રડે માબાપ, શાપ દે ત્રાશે;
કર્મે ક્યાંથી આ પાપ, પામિયાં આશે.

ઝૂલ.

દુર્વ્યસની જન આચરે, કાજ ના સારૂં,
દુર્વ્યસની નિશ્ચે કરે, સ્વચ્છંદે ધાર્યું;
દુર્વ્યસની રમે જુગાર, ચોરિ ને જારી,
લંપટ લુચ્ચાઈ કરે, ખરી ખૂવારી.

ભૂંડું જીભે ઉચરે, શરમ ના ધરે, દંભ દિલ ભારી;
મદમસ્ત થઇને ફરે, ફૂર કુવિચારી.—સહુ સુણો૦ ૩

છે કેફ જીવતો જંમ, માર મોકમ્મ, જનને મારે;
વળી કરી હાલ બેહાલ, દિલમાં સાલે.
અતિ ક્રોધ એથિ ઊપજે, ધિરજ તે તજે, રોગ વાધેછે;
જંપી જંપી ના રહે, ક્લેશ સાધેછે.

ઝૂલ.

દુર્વ્યસનીનો વિશ્વાસ, વિશ્વથી જાશે,
દુર્વ્યસની દુખમાં ડુબી, પછી પસ્તાશે;
દુર્વ્યસન કરીને દૂર, પૂર પ્રેમેથી,
શોધીને શાન્તિ શૂર, રહો ક્ષેમેથી.

કહે કાન, માનજો મંન, સર્વ સજ્જન સુબુદ્ધિશાળી;
રૂઝે ના એવો ઘાવ, કેફનો કારી.—સહુ સુણો૦ ૪

દોહરા.

દુખદાયક દુર્વ્યસન તે, કરવાને દિલ દૂર;
સુખદાયક ઉપદેશથી, થાશે અસર જરૂર. ૧
એ ઉત્તમ અભિલાષથી, કરી કાવ્ય ધરિ નેહ;
આદરપૂર્વક સુજ્ઞ જન, વાંચો આણી સ્નેહ. ૨
કુછંદ કપરાં કાપીને, કરો અલગ કુવિચાર;
સુંદર સુખ સન્માર્ગથી, થાશે વિજય અપાર. ૩

પ્રસ્તાવિક.

દોહરા.

*વડીઆ સાથ ન કીજિયે, વિવાહ ને વીવાદ;
બળિયા સંગ ન ભીડિયે, અધિસાઈથી બાથ. ૧
સાગરમાં રહિ મગરથી, ઝાઝું કરતાં વેર;
સુખસિદ્ધી નવ સાંપડે, નિપજે કાળો કેર. ૨
નિત્યે સમય વિચારિને, આચરિયે શુભ કામ;
સુમતિ સમે જો ઉપજે, તો સુધરે પરિણામ. ૩
દેખો આ દુનિયાં વિષે, મનપર સઘળી વાત;
મનને ભાવ્યું તો મિઠું, લવણુ કા'વ્યું સાક્ષાત. ૪
મન ત્રૂટે તત્કાળ ને, મન મળતાં બહુ વાર;
મૈત્રી મોઘું રત્ન છે, મિત્રો કરો વિચાર. ૫

* વડીઆ—વડેરા=મોટા.

ઓળખાણુ પણુ ખાણુ છે, જાણે સૂજ્ઞ પ્રમાણુ;
શાણુપણું ને સુજનતા, સુખ આપે નિરવાણુ. ૬
પ્રપંચિ જનને પારખી, રહિ તેથી બહુ દૂર;
ચિત ચેતીને વર્ત્તિયે, જોખમ જાણિ જરૂર. ૭
નિજ ગુણુ મુખથી વર્ણવે, તેજ અપૂર્ણ ગણાય;
સૂર્ય શશિ વરસાદની, ગંભિરતા વખણાય. ૮
એકલ કામ ન નીપજે, નિષ્ફળ નિશ્ચય જાય;
જુગલ મળે જો હાથ તો, તાળી તુર્ત પડાય. ૯
અનુભવ વિના અશક્ય છે, શુભ થાવું પરિણામ;
અનુભવ-શિક્ષક સર્વથા, સર્વ સુધારે કામ. ૧૦
ગુણિજન ગુપ્ત રહે નહિં, વણુ મહેનત પંકાય;
દિનકર વાદળ દળવિષે, દાટયો પણુ દેખાય. ૧૧
મણિ મોતિ પાષાણુ સમ, સજ્જન દુર્જન પાત્ર;
જાણે એક ઝવેરિ ને, બીજો ગુણિજન માત્ર. ૧૨
કપટી કપટ તજે નહીં, રચે પ્રપંચ પ્રકાર;
કરો ભલાઈ ભાઇ પણુ, આખર દુઃખ દેનાર. ૧૩
દૂર્જનથી નહિં દુષ્ટ કો, પાપિ પ્રાણિ એ એક;
દૂર્જનને ડર કે દયા, ન મળે નેક વિવેક. ૧૪
ગરજૂને અક્કલ નહિં, અર્થીને નહિં દોષ;
નિર્લજને લજ્જા નહિં, લોભીને સંતોષ. ૧૫
જારીજન તે નવ જુએ, કૂળ શીળ આચાર;
ચોર ન્યાયને જોય નહિં, જુલ્મી દયા વિચાર. ૧૬
શાણાને તૃષ્ણા નહિં, નહિં પ્રપંચ વિચાર;
સાધુને શાન્તિ ચિતે, રાગ-દ્વેશ ન લગાર. ૧૭
પ્રેમ નેમ નિર્મળ તહાં, સંશયની શી વાત;
ભિન્નભાવ મનમાં રમે, ધિઃક્ક પ્રીતડી જાત. ૧૮
પહેલે પરખી પાત્રનો, રૂપ રંગ આચાર;
પછી પ્રસંગજ પાડિયે, સાવધ થઇ નિરધાર. ૧૯
વૃદ્ધ વડિલનો માનિયે, પવિત્ર હિત ઉપદેશ;
અંતરથી ન વિસારીયે, શુભ લક્ષણુ ગુણુ લેશ. ૨૦
વિઘ્ન નડે શુભ કામમાં, માર્ગ ન જડે લગાર;
તોપણુ ખંતી પ્રેમથી, અંતે પામે પાર. ૨૧

પુખ્ત વયે પરિપક્વતા, અનુભવિ જનમાં હોય;
તેવિ માત્ર અભ્યાસિમાં, નિશ્ચય કદી ન હોય. ૨૨
વિદ્યા ભૂષણ વિનય છે, વાણી વિમળ પ્રકાશ;
શોભેછે જન તેહશું, કરે ઝવેરી કયાસ. ૨૩
સૂમ તણી સેવા વિષે, યશ ન મળે લવલેશ;
સુરતરુસમ સંતોષિજન, આપે લાભ હમેશ. ૨૪
દાવાનળ દુખરૂપ આ, છે અસાર સંસાર;
પ્રભુભક્તિ સતસંગતી, ઉત્તમ ફળ દેનાર. ૨૫
ખાધે વાધે વૈર ને, બોલે થાય બિગાડ;
માટે રાખી નિયમમાં, માન પ્રભુનો પાડ. ૨૬
સુશીલતાથી યશ મળે, ખળતાથી કુળનાશ;
વિદ્યાથી શોભે વપૂ, સત્યે સુખ ચોપાસ. ૨૭
સુખે સાંભરે સ્ત્રી અને, દુખે સાંભરે વીર;
ક્ષણક્ષણ ગુણ પિતુમાતના, સ્મરતાં આવે નીર. ૨૮
નિજ અભિપ્રાય બતાવતાં, જુઓ કસીને જાત;
પાછળ પસ્તાવો કરે, લાગે ઉલટી લાત. ૨૯
પંથે પાડોશે નકી, જાતિ ગૂણ જણાય;
દુર ડુંગર રળિયામણા, સમિપ નહીં સુહાય. ૩૦
લાજ કરે વેહેવારમાં, અંતે થાય વિરોધ;
રસ ચૂસી લે સમયને, થાય પરસ્પર ક્રોધ. ૩૧
જર જોરૂ ને જમિનથી, જામે જગમાં ઝેર;
માટે જરૂર વિચારિને, કરવી તેની પેર. ૩૨
અન્ય જનો જાણે નહિં, ગુહ્ય આપણી વાત;
માટે તેના મતવડે, નહીં ચાલિયે ભ્રાત. ૩૩
લઈ સર્વની શીખને, શોધી ઉત્તમ સાર;
કાન વિચારી વર્ત્તતાં, ભય ઉપજે ન લગાર. ૩૪

## બોધપ્રકાર.

### છપ્પય.

**અસર ન જેને થાય, ઘટે નહિં તેને કે'વું,**
**મટે ન મનનો મરજ, બુદ્ધિઔષધ વિષ જેવું;**
**કરતાં સત્ય સુબોધ, ક્રોધ ધરિ ક્રૂર બનેછે,**
**અંતર ઇર્ષાભાવ, રાખિ ઉલટોજ હણેછે;**

તે માટે મૌનપણું લહી, હોય દુરીજન જે અરી,
તું ઠગવશ કર બગ ગુણથકી, દેશકાળને અનુસરી. ૧

મુખે બોલવો બોલ, તોલ તત્કાળ કરીને;
માર્મિક એવું વચન, રૂડો ઉપદેશ ધરીને;
ગુહ્ય અર્થ સુવિચાર, મિષ્ટ ઔષધસમ ભારી,
કરે અસર ઉરવિષે, એવિ સજ યુક્તિ સારી;
રે! વદવું વચન વિચારીને, એજ વડેરી વાત છે,
પ્રિય-વાણીને વશ વિશ્વ આ, ઇચ્છિત સુખ સાક્ષાત છે. ૨

વાણી સુણી કરાય, કયાસ સારો કે બૂરો,
વાણી થકિ પરખાય, ચોર કે શા'જન શૂરો;
વાણી વદે જણાય, શાન્ત, ક્રોધી, પતરાજી,
વાણીથીજ ગણાય, ભલો કે ભૂંડો પાજી;
એ આદિક ગુણ જે વાણિના, પરખો પૂરણ પ્રીતથી,
વળિ વિનય વિચારે વર્ત્તતાં, મળશે વિજય ખચિતથી. ૩

સજ્જન દુર્જનતણી, નથી ગણના જે જનને,
દેતાં બોધ વચંન, વૃથા શ્રમ થાશે તનને;
દુરિજન ખળ દુખકાર, છળપણેથકી ઉછળશે,
ઉલટો દઈ અપવાદ, કલેશ કુત્સિત આદરશે;
રે! તેથી ચેતી ચિતવિષે, સમતા શીલ સરળપણે,
શુભ પાત્ર પ્રમાણી પ્રેમથી, કર ઉપદેશ પ્રતિક્ષણે. ૪

પરધન ને પરદાર, હરણમાં રહ્યોજ મોહી,
પરસુખ પેખી બળે, દેશનો દારૂણ દ્રોહી;
એવા નર ઉપદેશ, લેશ લક્ષે નહિ લેશે,
થશે ન જ્ઞાન પ્રકાશ, તિમિર અંતરમાં રે'શે;
જેથી કરિ પ્રથમ વિચારને, સજ્જન સુજ્ઞ સમાજમાં,
શ્રમ લઈને શબ્દ ઊચારતાં, થશો સફળ નિજ કાજમાં. ૫

### દોહરા.

સામ, દામ ને દંડ એ, મુખ્ય દિસે ત્રણ ભેદ;
મૂર્ખ મુંઢને વશ થવા, સાધન એજ વિવેક. ૧
સરળ નમ્ર ને સભ્ય થઇ, ગંભિર વાત મધૂર;
કરો પ્રથમ સુવિચારિને, સરે અર્થ મહશૂર. ૨

પછે દામ ભય દાખવી, ચોખ્ખી વદવી વાત;
દુષ્ટ દંડને પાત્ર છે, એમ ગણો સાક્ષાત. ૩
અનુક્રમે એમજ કરે, તોજ અસર કંઇ થાય;
જાતિ સ્વભાવ મટે નહી, કરતાં કોટિ ઉપાય. ૪
ઔષધ ને ઉપદેશ એ, દેખીતાં દુખદાય;
પીતાં પ્રીત વધે નહિ, પણ સુખના ઊપાય. ૫
માટે સુણિ ઉપદેશને, સમજી અર્થ વિચાર;
વર્ત્તો જો નિશ્ચય મને, તોજ સફળ થાનાર. ૬
કાન વિનંતિ કાન ધરી, કાં ન વિચારે મંન;
કાન કાવ્ય મતિથી કથે, શોધો સાર સજ્જન. ૭

## લોભ.

### શાર્દૂલવિક્રીડીત.

લોભી લાલચને પ્રપંચ કરમે, પામે મહા આપદા,
મિથ્યા વાદ ઉપાધિ ઊર વધતાં, શાન્તિ ન ચિત્તે કદા;
સંતોષી સુખિયો સદા સમજજો, જેની વ્રતિ ઈશમાં,
રહેજે શ્રેષ્ઠ મળ્યું ગણે સકળથી, કો'દી નહિ રીશમાં. ૧
રે ! રે ! દ્રવ્ય અને જુવાનિ વયનું, તે પૂર પૂરૂં નથી,
તારૂં ધાર્યું બને કદિ ન જરિયે, જાવું અચિંતું નકી;
રે'શે સર્વ પડયું બધું જહિં તહિં, કાંઇ નહીં સૂઝશે,
થાએ અંતરમાં ઉતાપ તદપી, તેનાથિ શું નીપજે. ૨
લોભે લાભ ગુમાવી સર્વ સુજનો દુઃખો ઘણાં દેખશો,
લોભે લક્ષ વસા સુલક્ષ તજિને, લજ્જાથી છૂટા થશો;
માનો જો મનથી સુબોધ વચનો, સંતોષ તો રાખશો,
શાન્તિદા સુખદા સદા સુજનતા,–સારાં ફળો ચાખશો. ૩

## દોહરા.

એમ માનિ સંતોષના, ઉપયોગી બહુ લાભ;
લોભ લુબ્ધપતા પરહરી, કરો યોગ્ય શુભ કાજ. ૧
પ્રસન્ન થાશે શ્રી પ્રભૂ, કરશે સારિ સહાય;
કાન વચન જનમંડળે, ધન્ય ધન્ય કહેવાય. ૨

## તૃષ્ણા. (દોહરા)

તૃષ્ણા વિષે તણાઇને, બહુ સુખ લેવા ધાય;
લઘુતા લઘુતા મૂળપણુ, રે! એમ વીસરી જાય. ૧

જાય માન સન્માન ને, મહત્વ મુખનો રંગ;
અતિ લોભે પ્રીતી નિતી, પ્રેમ ભક્તિમાં ભંગ. ૨

જતન કરે તન ધનતણું, પણ તે પતન થનાર;
શ્વાન શકટ પેઠે ધરે, મિથ્યા માથે ભાર. ૩

વિશ્વનિયંતાની કૃતી, નિશ્ચે ચાલુ હોય;
મિથ્યા મનુષ પ્રયત્ન સહુ, ભલે હસે કે રોય. ૪

અજર અમર અવિગત અકળ, જે છે જગનો નાથ;
તારક પ્રેરક તુજતણો, કેમ ન સાહે હાથ. ૫

કર ગમતાં કૃત તેહને, ભર પગલું તે ઠામ;
ડર દિનનિશ દુષ્કર્મથી, ધર તેનું શુભધ્યાન. ૬

વિગતે ધર્મ વિચારિને, તર ભવસાગર પંથ;
સંત સાધુનાં વચન પર, અંત લગી ધર ખંત. ૭

વૃથા પ્રપંચ થકી નહિં, અર્થ સરે લવલેશ;
તો શામાટે મૂર્ખ મન, કરે અવિદ્યા ક્લેશ. ૮

મારૂં મારૂં સહુ કરે, સારૂં ગમે સુરેશ;
પણ તું જો તારો નહિં, તો શી આશ વિશેષ ? ૯

પંચભૂતના દેહની, ખાખ રાખ થાનાર;
સહુ સહુના સ્થળમાં મળે, જીવ ઉડિ જાનાર. ૧૦

ખાલી તર્ક વિતર્કથી, થાય અપાર ખવાર;
ચિતના વિચિત્ર ધર્મમાં, શાન્તિ નહિં લગાર. ૧૧

તૃષ્ણાતણા તરંગનો, પાર ન પામે કોય;
દીપક પતંગની પરે, યશ આયુષ સુખ ખોય. ૧૨

તૃષ્ણાનો સંગી સદા, દુખસાગર મોઝાર;
ક્ષીણ ધરે કર પણ નહિં, તેથિ તરાય લગાર. ૧૩

મથી મરે ધન યશ પુઠે, પણ તે નાવે સાથ;
કંચન કિમતી ખોઇને, કાચ ધરે શું હાથ? ૧૪

ભવિષ્યપર નહિ ભૂલવું, થઈ વળિ નિરૂપાય;
પળની ખબર પડે નહિં, સાવધ રે'વું સદાય. ૧૫

કાન વિશ્વ કાનન વિષે, ભૂલિ ભમે દિનરેન;
કામ ક્રોધના પાશમાં, ઘડી પડે નહિ ચેન. ૧૬

## ધનવંત પ્રસંશા.

### કેદારો.

"જીભલડી રે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે."—એ રાગ.

ધનવંતાને માન મળે છે, આશ્રય ને યશ ભારી રે;
સર્વ કર્મની હદ ત્યાં આવી, ધન ધનની બળિહારી રે.—ધનવંતાને૦
જર જંજાળે દુ:ખ હશે પણ, સુખ ઉપરથી ભાસે રે;
જગત્ બધું જરની ખટપટમાં, લટપટ કરી તપાસે રે.—ધનવંતાને૦
સ્વારથ કે પરમારથ સહુમાં, છે ધનનાં ધીંગાણાં રે;
ધનથી રૂડું ધનવિણ કુડું, ધનનાં ગવાય ગાણાં રે.—ધનવંતાને૦
ધન સાધનથી સર્વે સીધું, ધન વિણ ઉંધું ધારો રે;
ધનિકને આધાર અપારો, નિર્ધનનો નહિં ચારો રે.—ધનવંતાને૦
ધનવંતો તે શ્રેષ્ઠ મનાયે, વિદ્યા ડા'પણવંતો રે;
ધનવંતામાં ખોડ ન ખાંપણ, ધન તુંબિથી તરંતો રે.—ધનવંતાને૦
ધનિ અધિકારી સર્વ વાતનો, કહેવા કે સાંભળવા રે;
નિર્ધનીને જન ગણી નગુણો, દે નહિં ઉભો રે'વા રે.—ધનવંતાને૦
સ્વલ્પ મળે ધન અધિક ગણીને, મન સંતોપી રાખો રે;
તન ધન સાધન અચળ નથી કંઇ, વ્યર્થ બધા અભિલાખો રે.—ધન૦
યોગ્ય રીતે મેળવવું જોતું, સુકૃતમાં વાવરવું રે;
અધિક મળે થવું અધિક નમ્ર ને, દુ:ખ પરાયું હરવું રે.—ધનવંતાને૦
ધનવણ દુખ ધરવું નહિં ભાઈ, ધન સહુ દુખનો પાયો રે;
ધીરજ ધર્મ પ્રેમ ચૂકાવે, હાથ ન રહે ઉપાયો રે.—ધનવંતાને૦
કળિમાં એનું મહાતમ માની, કંઇ અનીતિ ન કરશો રે;
સાચું ધન તો ધર્મનીતિ છે, જેથી અંતે તરશો રે.—ધનવંતાને૦
નિર્ધનીઆ તે થાય ધની ને, ધનિ નિર્ધનિયા દીઠા રે;
કાન તજી અભિમાન તું એનું, ગાને હરિગુણ મીઠા રે.—ધનવંતાને૦

## આળસ તજવા વિષે.

### ઝૂલણાછંદ.

આળસે કામ તું મુલતવી રાખશે, આળસે તે ન પરિણામ સારૂં,
સમજ ઝટ સાનમાં થઈશ હેરાન કાં? માનમાં કાં ન સમજે તું મારૂં;
આજનું કામ નહિં કાલ પર રાખવું, રાખતાં રૂપ એ મોટું પકડે,
થાય અસ્વાર એ આપણી પર અને, મંન કાયર બને જીવ થડકે.

દેવું લેવું સહુ કાર્યનો રસ ચુસી, કાળ કરિ નાખશે સ્હેજ કૂચો,
વખત ખોમાં ખરાબી બને છે ઘણી, વખત જોખમ નથી જીવ ઓછો;
કાળનો છે ન વિશ્વાસ કદિયે વળી, ગાળવી વેળ તો શું નકામી,
વ્યર્થ ગપ્પાં અને નીચ નિંદા કરે, આળસૂ એદિ લુચ્ચા હરામી. ૨
જગતપતિ દેવને જે ગમે તેહપર, રાખ વિશ્વાસ સંતોષ નિશ્ચે,
થા તું આધીન તેને ભલા ભાવથી, ભક્તિથી શ્રેય થાશે ભવિષ્યે;
મોતિ માણુક મણી શ્રેષ્ઠ સોનાકણી, કાળનાં મૂલ્ય પાસે ન કાંઈ,
સકળ મળશે ફરી સમય ન મળે જરી, ક્રોટિ યત્નો કરે એક રાઈ. ૩
વખત તક સાધતાં કંઈક કામો થયાં, નામ અંમર રહ્યાં વિશ્વમાંહી,
વખત ખોતાં ગયાં રાજ અધિરાજનાં, મૂર્ખતા જગતને છે જણાઈ;
ધર્મ સત્કર્મમાં વેળ જે જાય તે, થાય છે સફળ એમ માન સાચે,
કેમ દરકાર તલભાર તેનિ ન કર, વ્યર્થ તકરારથી શું તું રાચે? ૪
આજનું કાલપર કાલનું પરમપર, એમ કરતાં સહૂ કાજ રખડે,
જાય આયુષ્ય વહિ, થાય કાંઇ નહીં, કિંમતી જન્મ આ જરૂર બગડે;
વૃદ્ધ થાતાં પછી શુદ્ધિ નહિં રે' જરા, બુદ્ધિ પણ બગડિને બ્હેર મારે,
કાન અજ્ઞાનમાં કેમ ઉંઘી રહે, પ્રેમ હરિપદ વિના કોણ તારે? ૫

## લાખની લાજ.

### સોરઠ–પદ.

"કૃષ્ણચરણ અરવિંદ, ભજ ભજ."—એ રાગ.

છે લાખેણી લાજ, જગમાં છે લાખેણી લાજ. ટેક.
લાજ વિના નહિં કાજ બને કંઈ, મ્હોટો મળે સમાજ.—જગમાં૦
લાજ ગુમાવી રાજ કરે પણ, તરે ન તેનું જહાજ.—જગમાં૦
લાખ ખોય જન લાજ કારણે, નામ નીરની દાઝ.—જગમાં૦
મર મસ્તક મણનું છેદાએ, નવ નવટાંકનું નાક.—જગમાં૦
સર્વે કાજમાં લાજ પાળવી, વૃથા તજી પતરાજ.—જગમાં૦
લાજ તાજ લાજમ જનને છે, પણ પ્રભુ હસ્તક આજ.—જગમાં૦
કાન કૃપાનિધિ સમર સર્વદા, ભક્તિતણો સજિ સાજ.—જગમાં૦

## સુખ દુઃખ.

### દોહરા.

ચક્ર ફરે દિન રાત્રીનું, અસ્ત ઉદયનું તેમ;
ચડતી પડતી સર્વની, જો આ જગની નેમ. ૧

ઉદય સમય નવ ગર્વથી, કરશો ક્લેશ લગાર;
ઉદય થવાનો અસ્ત ને, અસ્ત ઉદય નિરધાર. ૨
સુખે ગર્વ કરવો નહિ, દુખે ન ધરવો રોશ;
સમય વિચારી સર્વદા, મન રાખો સંતોષ. ૩
પ્રાતઃકાળે પુષ્પ જે, પ્રફુલિત થઈ ફૂલાય;
વળતે દિન તેનો નકી, જૂદો રંગ જણાય. ૪
મનુષ્યની ને સમયની, સ્થિતિ ફરે છે નિત્ય;
વિસ્મય થવું ન તેહથી, સહુ ઈશ્વર નિર્મિત. ૫
આપણુનો જે વાતમાં, ચાલે નહિ ઉપાય;
મિથ્યા શોચ તજી હૃદય, રે'વું રાજી સદાય. ૬
હરિશ્ચંદ્ર નળનૃપ અને, દશરથ સુત શ્રીરામ;
સમય અનુસરી સુખ દુખે, રાખી વૃત્તિ મહાન. ૭
એવા નરપતિનો નથી, રહ્યો એક જે રંગ;
કાન કલ્પના તો તજી, સંભારો શ્રીરંગ. ૮

## કુંડળિયા.

સુખ સારૂં લાગે સદા, દુખ લગરી ન ખમાય;
સુખનાં સો વર્ષો વિતે, દુખની ઘડી ન જાય.
દુખની ઘડી ન જાય, થાય ચિંતા અતિ ઉરમાં;
મન તો મહા મુંઝાય, લાહ્ય લાગી અંતરમાં;
પૂર્વ કરણી ફળ ફળે, ત્રાસ દુખ તેથી જાગે;
તેનો નહિ વિચાર, સદા સુખ સારૂં લાગે. ૧

સુખને ઈચ્છે સર્વ પણ, દુખ ઈચ્છે નવ કોય;
દુખથી જે કંઈ ઉપજે, તે સુખથી નવ હોય.
તે સુખથી નવ હોય, જોય અનુભવ જે વાતે;
દુખથી દયા વિચાર, વિનય વાધે વિખ્યાતે;
અસ્ત–ઉદય સુખ દુખ, કાન જગ જન્મી પ્રીછે;
ફરતા ફરતી છાંય, સુખને સૌકો ઈચ્છે. ૨

સુખ વૈભવ વાધ્યાથકી, મૂરખ મન મકલાય;
સાર અસાર વિચાર વિણુ, કાર્ય કરે દુખદાય.
કાર્ય કરે દુખદાય, સુખ શાન્તિ ના આપે;
પ્રેમ ધર્મ શુભ રીત, નીતિ નિર્મળ ઉથાપે;

કહે કહાન કર જોડિ, કર્મ એ અઘટિત બાંધે;
મૂરખ યોગે નહિ, સુવિદ્યા વિનયજ વાધે. ૩

ઊગ્યો દિનકર આથમે, ફૂલે તે કરમાય;
દિવસ તેમ સુખ દુખના, જો જલદી વહિ જાય.
જો જલદી વહિ જાય, ત્રિગુણ વ્યાપે તે વારે;
અસર કરે સુખ દુખ, હર્ષ ને શોચ પ્રહારે;
મન વશ કરી જે જંન, ઇંદ્રિને જીતિ ચૂકયો;
ધર્યું ન સુખ દુખ મંન, 'કાન' દિનકર તે ઉગ્યો. ૪

ચ્હડતી પડતી સ્થિતિતણો, હૃદે ન ધરવો રોશ;
ઈશ્વરને આધીન સહુ, નિજને દેવો દોષ.
નિજનો ગણવો દોષ, રોષ પરિતાપ નિવારી;
નિવારિ અડચણ બધી, રહેવું ધીરજ ધારી;
કહે કર જોડી કાન, કદી બદલવી ન સુમતી;
પરાપૂર્વથી થાય, સર્વની ચ્હડતી પડતી. ૫

ત્રૂઠે દૈવ કૃપા કરી, દેવા અલભ્ય લાભ;
રૂઠે છે વળિ કો સમે, એનું તે શું માપ ?
એનું તે શું માપ, સુજ્ઞ વિચારી જૂઓ;
અંતરનું અજ્ઞાન, અને અણસમજણ ખૂઓ.
કરવાં એવાં કામ, રામ રીઝે, ના રૂઠે;
પુન્ય પરિશ્રમ કરો, પ્રભુ ત્રિગુણાત્મકત્રૂઠે. ૬

બાજીગરના ખેલનું, લઈ દિલમાં દૃષ્ટાંત;
સુમાર્ગમાં મન વાળિયે, નિશ્ચે રાખી શાંત.
નિશ્ચે રાખી શાંત, ભ્રાંતિ ને ભીતિ વિદારી;
સાર રૂપ હરિ નામ, સદા હૃદયે સંભારી;
દોડંતો દશ દિશે, મંન રૂપી જે વાજી;
કરવો તેને વશ્ય, અવશ્ય બધી આ બાજી. ૭

ધરવી ચિત્ત ઉદારતા, ઉદય સમય સુખકાર;
પ્રપંચ માન મમત તજી, ભજવો જગદાધાર.
ભજવો જગદાધાર, દ્રવ્યનું સાર્થક કરવું;
વ્યય સુપાત્રમાં કરી, નક્કિ નિજ ઉરમાં ઠરવું;
દાંભિક બનવું નહિ, રે'ણી સારી આચરવી;
હરિઈચ્છાથી બને, એજ શુભ વૃત્તી ધરવી. ૮

## જીવ્યાથી જોયું ભલું.

### સોરઠા.

રે મન! મૂક પ્રમાદ, શ્રેય થાય કર તેટલું;
પછી આવશે યાદ, જીવ્યાથી જોયું ભલું. ૧

વિશ્વંભરનું નામ, પળ પણ ના કર વેગળું;
કર દર્શન સુખધામ, જીવ્યાથી જોયું ભલું. ૨

છે હરિ સરજનહાર, તુટે ન તુંથી તણખલું;
કર અંતર નિરધાર, જીવ્યાથી જોયું ભલું. ૩

નિરખ નિરખ સુખમૂળ, ધર્મતત્વ વણ તું બળું;
ક્યમ તે કર પ્રતિકૂળ, જીવ્યાથી જોયું ભલું. ૪

કરી વિચાર તપાસ, કાર્ય આગલું પાછલું;
થાશે પછી નિરાશ, જીવ્યાથી જોયું ભલું. ૫

ડરિ ડગલાં ભર નિત્ય, ચંચળ થઈને ના ચળું;
ખોટી પ્રીત પ્રતીત, જીવ્યાથી જોયું ભલું. ૬

નચિંત થઈ વિચાર, અંતે જઈ કોને મળું?
મિથ્યા સર્વ વિકાર, જીવ્યાથી જોયું ભલું. ૭

પ્રીતે કરી પ્રયાસ, વિદ્યા-જ્ઞાનવિષે વળું;
સુખકર છે અભ્યાસ, જીવ્યાથી જોયું ભલું. ૮

પળની નથી પીછાન, કેમ બને અતિ આકળું;
મેળવી લે ગુણ જ્ઞાન, જીવ્યાથી જોયું ભલું. ૯

દેશ દેશની ગાથ, વાટ ઘાટની સાંભળું;
છે અનુભવ આબાદ, જીવ્યાથી જોયું ભલું. ૧૦

વિવિધ રીત ને ભાત, તર્કતણું નાવે તળું;
ઈશ્વરકૃતિ અગાધ, જીવ્યાથી જોયું ભલું. ૧૧

કળા ચાતુરી તેમ, કુશળપણું જેમાં ખરૂં;
સુખનું સાધન ક્ષેમ, જીવ્યાથી જોયું ભલું. ૧૨

ગ્રંથ-સમુદ્ર અપાર, ગળણું લઈને શું ગળું?
જો તુજ જોગ પ્રકાર, જીવ્યાથી જોયું ભલું. ૧૩

ઈશ્વરતત્વ વિચાર, અંતે જઈ જેમાં ભળું;
કાન થાય ઉદ્ધાર, જીવ્યાથી જોયું ભલું. ૧૪

## મૂર્ખોની કુટેવ.

ભુજંગપ્રયાત.

નિરૂદ્યોગી મૂર્ખો મળી એક ટોળે, કરે નિત્ય પંચાત બીભત્સ બોલે;
વદે નીચ નિંદા નકામી હમેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૧
ભણ્યા ને ગણ્યા તે બધું ધૂળધાણી, શિખી પુસ્તકો ફેરવે મૂર્ખ પાણી;
શિખ્યાની કરે સિદ્ધિ તો નાજ લેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૨
કરે ના કંઈ દેશ-ઉન્નત્તિ કામ, દિએ ના નિરાશ્રીતને એક દામ;
રહે નિત્ય મુંઝાઈને દ્વેષવીષે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૩
સુધારા વિરૂદ્ધે રહી વાંક કાઢે, કુબુદ્ધિ ધરી વૃદ્ધનો ડોળ દાખે;
ખરે ખાય ખત્તા પછીથી પ્રદેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૪
ઘણા ખોય છે જીવ નિર્જીવ વાતે, લડી કાં વઢી ક્રોધથી આપ હાથે;
વળી ગુણ કે જ્ઞાનને ના †ગવેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૫
ઘણા વાટ ઘાટે ભમેછે વિકારી, રમે મશ્કરી જૂઠ જારી જુગારી;
સુણી સર્વ શર્માય લોકો વિશેષે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૬
નકી નીચ વીચારથી થાય ખ્વાર, ખરેખાત તે ખાયછે ખૂબ માર;
તિરસ્કાર ધિક્કાર પામે હમેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૭
વળી તેહ દોરાયછે રાજદ્વારે, સહેછે પરીતાપ ભારે પ્રકારે;
તથાપી રૂડી છાપ તેને ન બેસે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૮
ગુમાવે બધી રિદ્ધિ જે સૂખદાઈ, કમાઈ કરે ના ધરે એક પાઈ;
લહે ના સુવીચારની વાત લક્ષે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૯
મળ્યો વક્ષ તો આદરો કામ એવાં, વખાણે સહૂ વિશ્વના લોક જેવાં;
છવાઈ ખરી કીર્ત્તિ ભૂલોક રહેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૧૦
વદી વીનતી નમ્રતાથી વિચારી, સુણી સભ્ય લેશે સુશિક્ષા સુધારી;
હશે સૂજ્ઞ તે શાન્ત થાશે ઉદ્દેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૧૧
સુધારાનિ ધારા અસી ધાર ધારી, વધારાની વાતે તજે ના નઠારી;
સુધા લાભ તે કેમ પામે કલેશે, કહો મશ્કરા મૂર્ખ શું સાર લેશે. ૧૨

## કળિકાળનાં કષ્ટ.

બિલાવલ.

"ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો"—એ રાગ.

કેર એવો કળિકાળનો, કહો કેમ ખમાય;
મ્હેર કરે મહારાજ તો, દુઃખ દૂર પળાય.—કેર૦ ૧

† લેખ.

ભરત ભૂમિની દશા થઈ, અતિશે વિપરીત;
જ્ઞાન, હિમ્મત ને વિચારની, પડી તંગી ખચીત.—કેર૦ ૨

નિજનું કલ્યાણ જાણે નહિ, દેશી ભોળા ભટાક;
ટાંક કેરી કરે તૂળના, નવ જોય અથાગ.—કેર૦ ૩

ખાળે ડૂચ્ચા ઘાલે ભ્હિકમાં, ખુલ્લાં મૂકિને દ્વાર;
વિનય વિનાનો વ્યય કરે, શ્રેય કેમ થનાર.—કેર૦ ૪

અતિ શરમે અતિ આળસેં, થયા સાધનહીણ;
આગળ જે પંકાયલા, બહુ વાતે પ્રવીણ.—કેર૦ ૫

રસ કસ સર્વ ઘટી ગયો, ગયું શૌર્યનું નામ;
કૃષિ સરખાં શુભ કામની, હાથ લે ન લગામ.—કેર૦ ૬

કારીગરીથી અમેરીકા, અને ખંડ યૂરોપ;
રોપ મારીને વધી ગયા, હિંદપર મહાકોપ.—કેર૦ ૭

શીખી સહુ ચાહે ચાકરી, અન્ય ન કરે ઉપાય;
હાંસી કરે ઉપદેશની, લાગે મૂર્ખને પાય.—કેર૦ ૮

કરિને કુસંપ કુટુંબમાં, વાપરે બહુ ધંન;
દીન જનો દુઃખમાં સડે, તેનું લેશ ન મંન.—કેર૦ ૯

મોટા તે સર્વ ખોટા દીસે, સાચાંથી છેટા છેક;
ડોળ ઘાલે સુધારાતણો, જરા ન મળે વિવેક.—કેર૦ ૧૦

સંસારકેરાં સંબંધિયો, ધારે ના નિજધર્મ;
મ્હોટાં ન્હાનાં મૂકી ટેકને, કરે ફાવતાં કર્મ.—કેર૦ ૧૧

એવા અતી દૂરાચારથી, થઈ દુર્દશા આજ;
ગાંઠનું ગોપીચંદન ગયું, ભરદરિયે જહાજ.—કેર૦ ૧૨

પતિત બને ન નારિ નરો, પાળે શુદ્ધ આચાર;
ઈશ એવી કર પ્રેરણા, સૂઝે સાર વિચાર.—કેર૦ ૧૩

શેઠ તજી શઠતા બધી, રાખે દૃષ્ટિ સમાન;
રિદ્ધિ સિદ્ધિ શુભ પામિને, આપે દીનને દાન.—કેર૦ ૧૪

વિદ્યા કળા સુવિનય અને, કૃષિ શિલ્પ ઉદ્યોગ;
દ્વાર સંસારનાં સૂખનો, કર દૈવ સુયોગ.—કેર૦ ૧૫

થાય આબાદ આ દેશને, મટે ક્લેશ વિશેષ;
કાન વિનંતી એજ છે, પરિબ્રહ્મ પરેશ.—કેર૦ ૧૬

## ઝૂલણાછંદ.

લોભ લાલચ પ્રપંચે મચિ સર્વદા, સત્ય શુભ ભાવના રે ન ધારે,
સાચપર રાચિ નહિં પાઇ પણ ખર્ચશે, જૂઠપર દામ દેશે હજારે;
કપટનું ચપટ એ નિયમ કર્ત્તાતણો, મૂર્ખ મન મમતથી શૂં વિસારે,
કુંભ કૂભાંડનો રે' ન ફૂટયાવિના, કુંભ કે મિથુન આવે ન વ્હારે. ૧

સત્ય તારે સદા વિકટ સંકટ થકી, જૂઠ જર જય અને જશ નસાડે,
ઉભય અપરાધ કરિ ઉભય સુખ ખોય ને, ભય વહોરી ઉભય ભવ બગાડે;
ખોટ મોટી ખમે તોય મોટપ ગમે, મોટપણુ યોગ્ય નવ કાજ સૂઝે,
લોક ઠગવા ધરે વેષ ભગવા નવા, લેશ ભગવાનભક્તિ ન બૂઝે. ૨

સત્યને સુયશ સુખ સદ્ય આવી મળે, અષ્ટમાસિદ્ધિ નવનીધિ ભેટે,
શાન્ત-આનંદવૃત્તિ બને ને વળી, ક્લેશ કંકાસ સહુ થાય છેટે;
વિષ-વિષયલાલસા વિબુધ વિચારજો, સકળ સુખશાન્તિને ટાળનારી,
ધર્મમાં પ્રેમમાં નિયમમાં જ્ઞાનમાં માનમાં સાનમાં શૂળ ભારી. ૩

દુખદ સહુ ષડ્રિપૂ મનથકી ત્યાગીને, જાગિયે જીવ જગદીશ ભજવા,
માગિયે સુખ સુધારો સદા સ્નેહથી, લાગિયે સાધનો એજ સજવા;
કાળ વિત્યા પછી કોઈ નહિં કામનું, નામનું ધામ ને દામ તારૂં,
શ્વાસને શોષ છે અંત સંતોષ પણ, જીવતાં તો કરે મારૂં મારૂં. ૪

તર્ક બહુ બહુ કરે દ્રવ્ય સંપાદવા, ધર્મનો મર્મ ઊરે ન લેશે,
દેખિ દુખિ દીનને લવ દયા નવ ધરે, ઊલટો ક્લેશ કરશે વિશેષે;
ધિઃક્ક તે જીવને પંચભુત તત્વને, ખાઈપી પંડને પુષ્ટિ દે છે,
આપનું અવરનું શ્રેય સાધે નહિં, કાન પાષાણ પાપિષ્ટ તે છે. ૫

## અર્થશાસ્ત્રની અગત્ય.

### સવૈયા એકત્રીસા.

શીખો લખો શાસ્ત્ર બહુ વિધિનાં, તેની લેશ મનાઈ નથી,
પણ સુખદાયક અગત્ય સાધન, શોધો શુદ્ધ વિચાર મથી;
ગાયન નાટક ચેટક ગ્રંથો, વળી વારતા ને ઈતિહાસ,
આપે અતિ આનંદ શીખવે, સૃષ્ટિનો અદ્‌ભુત અભ્યાસ. ૧

ભુગોળ ને વ્યુત્પત્તિ વ્યાકરણ, ખગોળ જળચર સ્થળચર ગ્રંથ,
શીખો પણ કંઈ પાર ન પામો, અતી અટપટો જેનો પંથ;
પણ વિદ્યા કારિગરી ગિરિસમ, ઉંચ ગણો પુરુષારથ રૂપ,
મળે જે થકી અર્થ ગર્થ ને, થવાય સદ્ય સમર્થ સ્વરૂપ. ૨

બુદ્ધિ ડાહ્પણ લેશ વધે પણ, દેશોદય નવ થાએ લેશ,
પોપટિયા પંડિતજીથી તો, ઉલટો અનર્થ થાય હમેશ;
અર્થશાસ્ત્રની અગત્ય મોટી, માટે મિત્રો તજી ઉચાટ,
મંડો મર્દ થઈ મસ્તાના, વીલા થઈ જુઓ શું વાટ ? ૩
નીતિશાસ્ત્ર પ્હેલું પગરણ પણ, પોષણનો છે મારગ જેહ,
ખરી ખાંતથી ઘટે ખોળવો, ટેકીલા થઈ નિઃસંદેહ;
નીતિવંત પણ દિસે દરિદ્રિ, જાતાં વણજ તથા વ્યાપાર,
ક્યાંઈ ન જેનો લાગે પત્તો, નર હુન્નરવણ જાણે નાર. ૪
મોહ પમાડે બહુ વિદ્યા પણ, રાત થોડિ ને વેષ ઘણા,
ભૂતકાળ તો ગયો નકામો, ભવિષ્ય ભ્રાન્તિમાં ન મણા;
વર્તમાન જો વીતિ જાય છે, ખટપટ ને આળવશ આમ,
ડામાડોળે ચિત્ત ચળે છે, ગાંઠે ગરથતણું નહિં નામ. ૫
સર્વ પ્રપંચ તણો સંચય તજી, શુદ્ધ નિખાલસ ધાર વૃત્તિ,
બોધક મટિ શોધક થા ઝટપટ, કર એની ખટપટ કિમતી;
રૂચે ન રૂચે કે ખૂંચે પણ, જો ચાહે તારી દરકાર,
ખરી ખાંતથી વિદ્યામાં વળ, પળપણ આળસ ના કર યાર. ૬
ધર્મ કર્મ ને શર્મ જગત્‌ની, મૈત્રી સહુ સાધનનું મૂળ,
પરમારથ પણ સિદ્ધ થશે જો હશે એજ સાધન અનુકૂળ;
શીખો વિદ્યાકળા વિવેકે, દૃઢ આગ્રહી થઈ ઝટ આજ,
સ્વતંત્ર શૂરા બનો સર્વદા, આગળવત્ મહારાજધિરાજ. ૭
ઉદ્યોગે ને અર્થશાસ્ત્ર-અનુસારે અંગ્રેજો જો આજ,
વેપારે વ્યવહારે ઉજ્વળ કુશળ બની ચલવેછે રાજ;
રાતદિવસ વશ રાખી દિલડું, વસમાં દુઃખ વસવાટ સહી,
આરંભેલું મૂકી અધૂરૂં, વિરામશે ન કદાપિ કંઈ. ૮
ખેતીને જો નીચ ગણો તો તેમાં છેજ તમારી ભૂલ,
કારણ રસ કસ ઘટી ગયો ને ગઇ સંપત્તિ અતિ અમૂલ્ય;
ખેતિ અને કારિગરી કેરો, છે આખા જગને આધાર,
કાં-ન કરે દરકારજ તેની, એ તે કોણ ગણે સુવિચાર. ૯

## વ્યાપારનું મહત્વ.

### દોહરા.

વ્યાપારેં રિદ્ધિ વધે, વધે વળી સન્માન;
નીતિ ધર્મ સંભાળતાં, અલભ્ય લાભ નિદાન. ૧

સદ્બુદ્ધિ શોધક થઈ, વર્તો વ્હાલા યાર;
સર્વે સુખ અનુકૂળ છે, સંશય નહિં લગાર. ૨

સદ્ઉદ્યોગે સર્વદા, મેળવીને ધનધાન્ય;
પરમારથ પ્રેમે કરો, ધરી દેશ અભિમાન. ૩

(આ) સૂક્ષ્મ સમયને અનુસરી, ધરિને હિંમત ધીર;
ઉલટ અને આગ્રહથકી, કરો કાર્ય ગંભીર. ૪

સત્‌કરણી સુખદા મણી, પ્રભુનિષ્ઠા વિશ્વાસ;
સત્ય સભ્યતા રાખિને, પામો વિજય પ્રકાશ. ૫

દીર્ઘદૃષ્ટિથી દેખશો, દોલતકેરાં દ્વાર;
સંપ, શૌર્ય, ઉદ્યોગથી, સફળ થશો નિરધાર. ૬

ગ્રાહકનું મન સાચવી, સ્વહક વિચારી હમેશ;
અદલપણું નહિં બદલવું, લેવા લાભ વિશેષ. ૭

શાણપણે સંભાળતાં, શાહુકારનો કાર;
પામો માન મહાનમાં, વધે વિશ્વ વ્હેવાર. ૮

શાહુકાર સરકાર એ, મુખ્ય કાર આકાર;
ઉદારતાથી તો નકી, કરવા પરઉપકાર. ૯

યોગ્ય પાત્રને પરખિને, પવિત્ર પંથે નિત્ય;
પરદુખભંજન સુજન થઇ, ખરચો વિત્ત ખચીત. ૧૦

કરવા ઉદય સ્વદેશનો, સદ્‌ગુણી ગૃહસ્થ જેહ;
તન મન ધન અર્પણ કરે, સત્ય બતાવી સ્નેહ. ૧૧

ધન તેનાં પિતુ માત ને, ધન તેની વિદ્યાય;
ઉદય કરી જે દેશનો, અંતરમાં હરખાય. ૧૨

### કુંડળિયો.

જુઓ આજ અંગ્રેજનો, સ્હેજસાજ ઉછરંગ;
હિંમત ને યુક્તિથકી, કેવો રાખ્યો રંગ!
કેવો રાખ્યો રંગ, વિશ્વ વિરહાક વગાડી;
કર્યો કાર્ય અદ્‌ભૂત, તાર ને પાવકગાડી.
ઉઠો આર્યજન આજ, નૂર ને શૂર ન ખૂઓ;
કરો વિત્તની વૃદ્ધિ, આંખ ઉઘાડી જૂઓ. ૧

## શેઠોની શઠતા.

### છપ્પય.

શઠ શેઠોનો ડોળ, દેખિ દિલ દાઝે મારૂં,
પણ નહિ કંઈ ઉપાય, ગર્થ ગાંઠે નહિ વારૂ;
પાડે પૂર જૂલુમ, વિચાર વિવેક વિસારી,
સારિ વાત ના ગ્રહે, કરી ફોકટ ફિસિયારી;
યારી તો લુચ્ચા લાંઠની, પ્યારી પ્યારી પરતણી,
ખર્ચે ન પઈ પરમાર્થમાં, કુમાર્ગમાં ખોએ મણી. ૧
મીઠાબોલા અને, દંભ આડંબરવાળા,
ગણાય બહુ હુશિયાર, થાય જલ્દિ વગવાળા;
ઉશિયાળા બાપડા, ખમે જે રંજ અતિશે,
નહિ દાદ ફરિયાદ–મળે જેની દિનનીશે;
પરતંત્ર પેટ ભરવું અને, સહુ સ્વાધિનતા વર્જવી,
જિવવું પણ કદિ જોતું નહિ, કાન વિપત એ કેટલી ? ૨
વાંકાં વસમાં વેણ, સબૂરી રાખી સ્હેવાં,
પેટ નિમિત નિરધાર, નહિ અંતરમાં લેવાં;
શેઠ કરે તે કામ, યોગ્ય ને સાચું સારૂં,
સર્વ ગુણને યોગ્ય, એમણે દિલમાં ધાર્યું;
ગરવી થઈ ત્રાસ ઘણો દિએ, સમય વિચારે નહિં કંઈ,
જર જોબન જૂઠી સાહેબી, પળમાં ઉડિ જશે ભઈ. ૩
મેળવિ સત્ય સુવાસ, સાહ્ય કર કંઈ શુભ કામે,
રહે અવીચળ નામ, વખાણે આખું ગામે;
જઇ નહિં રહેશે પાસ, જશે જવ સમયજ તારો,
આપિ વખતને માન, માનના તજ ઉદ્દગારો;
ઈશ્વરકૃત ભવનાટકવિષે, વેશ સહૂ ધારણ કર્યા,
નથિ ચાકર શેઠ સિપાઈકો, ગર્વ કોઈના ના રહ્યા. ૪
રંકતણી હાયથી, નક્કિ નહિં સારૂં થાશે,
જશે એકના આઠ, સાઠ વર્ષે પસ્તાશે;
દિલ ના દુખવ દ્વેષ-ધરી ઝટપટ થા દાનો,
પાળ તું તારૂં વેણ, કેણુ નહિં ખમે જમાનો;
જર ને જશ જાતાં જરૂર કો, નજરે પણ નવ ન્યાળશે,
આંખે આંશુડાં આવશે, કહે કાન સંભાળજે. ૫

## દાસત્વનું દુર્ભાગ્ય.

### મનહર—ધ્રૂપદ.

"ગમે તેવી મળે આકરી ચાકરી કરૂં તોય,
ભાખરીની મને ખરેખરી પેટ ભૂખ છે;"
વદે વાણી એવિ શાણી આજના જુવાન જન,
કેળવણી લહે પણ દારૂણ એ દુ:ખ છે;
કારણ કે ભણી ગણી નિજનો ન ધંધો કરે,
થવા કારકુન મન માને મહા સુખ છે;
રાજ તે નિભાવે કહો કેટલીક પ્રજાને રે,
કજારજા બોલાવાળાં જેનાં મોળાં મુખ છે. ૧
હુન્નર ઉદ્યોગ આજ આપણો ન ફાવે તેમાં,
કારીગરની ઘણી કસુર સમજાય છે;
સારૂં સોંઘું કામ કદી દેશીઓ કરી ન જાણે,
દૂષિલા બનીને બહુ હાડમાર થાયછે;
ભણેલા ગણેલા તે તો નોકરીની પુંઠે લાગે,
માગે ભીખ એવા હાલ દુ:ખમાં રીબાય છે;
બી. એ. એમે. થયા પણ બિવાતું ન મૂક્યું તેઓ,
ભણ્યા પણ ગણ્યા વિના કાન ક્યાં સમાય છે? ૨
લુહાર સુથાર મોચી ઘાંચી ને કુંભાર આદિ,
સીદી સનવારા તેહ ભણવાના ભાનમાં;
કોળી વાઘરી સીપાઈ કણબી કડિયાભાઈ,
કઠિયારા ભઠિયારા ભલે તેના તાનમાં;
શીખે લખે રૂડી રીતે તેને માટે સહુ રાજી,
પણ પાજી ધંધો ગણે કાજીએ મકાનમાં;
એ તો ભણવાનો કરે છે ઉલટો ઉપયોગ,
યોગ એ નઠારો કાન કહે વાત સાનમાં. ૩
ખેતિવાડી—કૃષિ કામ, આધાર જેનો તમામ,
નામ સૂણી નાસે હલકાઇના વિચારથી;
જાતે ન ચલાવે તેમ મદદ ન મૂળ આપે,
પોષણ સાધન પ્રૌઢ જૂએ નહિં પ્યારથી;
વેપાર વાણિજ્યની કરે ન દરકાર કાંઈ,
સૂખની કમાઈ માટે મથે છે સવારથી;

કારીગરી કામ સહુ આમજ વિરામ પામ્યાં,
સંપે અંધાધુંધી કાન પ્રપંચ પ્રસારથી. ૪
ભણીગણી બહાર પડો, સડો સહુ દૂર કરો,
નડો મટાડો તમામ ખડો કરો પ્રેમને;
જગાડો ઉમંગ અંગ જડે જડિત સુનંગ,
ખોઇને કુઢંગ રંગ હાથ કરો હેમને;
દાસપણું ઓશિયાળ શિયાળસમાં કંગાળ,
ગાળી દુઃખવાળી વેળા પામો હરિ રે'મને;
આગળનો વાંચી ઇતિહાસ સુખરાશ થઈ,
કાન કોણ કેવી રીતિ સ્થિતિ થઇ તેમને. ૫

## કૃષિકામની ઉત્કૃષ્ટતા.

### ભુજંગીછંદ.

લઇ અર્જ આ લક્ષમાં લાભકારી, પ્રિતે વર્તશો તો થશો સૂખકારી;
મહા મૂલ્ય હેતૂ સ્વદેશી વિચારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧
નથી ખેડમાં ખોટનો અંશ લેશે, વિમાશો નહિં આર્ય અજ્ઞાનવેષે;
ખરા ક્ષત્રિ પુત્રો નહિં હામ હારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૨
ભુદેવો વૃથા માનને આધું ઠેલી, કરો સેવના ભૂમિમાં મન ભેળી;
ભલી ભૂમિકા ભાંગશે ભૂખભારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૩
કરો ચિત્ત એકત્ર સંપી સ્વદેશી, સહૂ સૂખછત્રે પ્રિતે નિત્ય બેસી;
મનોમંનની મૂર્ખતાને વિદારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૪
સુચિન્હો ધરાનાં ધરો એક ધ્યાને, વળી મેળવો સાધનો મંનમાન્યે;
કરો કેળવી પાક શાકાદિ સારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૫
અહા! આર્યભૂમી નથી ક્યાંય આવી, મહા મિષ્ટતા સ્વાદથી મંન ભાવી;
કરો યોગ્ય ઉદ્યોગ છે લાગ સારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૬
તજી શર્કરા કાંકરા શીદ ચાવો, કૃષિછત્ર મૂકી કુસેવા સુહાવો ?
હજી હોંશિ થઈ સર્વ સુસ્તિ વિસારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૭
વન્હિ વાયુ વર્ષાદની વૃષ્ટિકારી, રસાયેણનું જ્ઞાન લ્યો સૂખકારી;
થશે પૂર્ણ હેતૂ હશે પૂર્ણ પ્યારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૮
કરે ખેડ તે વેદનાને વિરામે, સદા સૂખ શાન્તિ પ્રતીનિત્ય પામે;
જુએ ઈશ લીલા તણા સુપ્રકારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૯

ધરા ધોરિ તે ધંનને ધાન્ય આપે, ક્ષુધા ને તૃષા તાપ કાપે પ્રતાપે;
કહ્યું શાસ્ત્રમાં શ્રેષ્ઠ આ ધર્મ ધારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૦

સહૂ જીવ જીવંન છે અન્ન ભાઈ, મહા મ્હેનતે મેળવો સૂખદાઈ;
દરિદ્રી દશાના હવે દીન ટાળો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૧

સહૂ દાનમાં અન્નનું દાન દીસે, સદા સર્વદા સૂખદાતા વિશેષે;
પ્રભૂની કૃપાથી તમે દેશ તારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૨

પટેલાઈનું માન ઓછું ન માનો, કહ્યું શાસ્ત્રમાં ધાન્યકર્ત્તા પ્રધાનો;
દિસે એજ પદ્દી પ્રતિષ્ઠા પટારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૩

કરે પુત્રિના વિક્રયો અન્ન માટે, દરિદ્રી દશાથી ખરાં દુ:ખ સાટે;
કુતર્કો ક્રિયા ચોરિ જારિ પ્રચારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૪

અધર્મો બને ક્રૂરતાયુક્ત એવા, વિમુક્તે વિના શ્રમથી લાભ લેવા;
બધી તે બુરી ધારણાને ધિકારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૫

કૃષિવૃદ્ધિથી દેશ આબાદ થાશે, મને ને શરીરે સુખીયાં થવાશે;
ખરાં તત્વની ખાણુ તે કાંન ખોલો, ખરા માર્ગ મૂકી દુખે શીદ ડોલો. ૧૬

ખરાબી નીવારો ખરાં બીજ વાવી, ખરા મિત્ર આ વાત ચિત્તે ઉતારી;
કહે કાનજી છે હજી લાગ સારો, ખરી ખાંતથી ખેતિધંધો વધારો. ૧૭

## દોહરો.

સાંતી મન શાન્તિ કરી, કાન્તિ કરે ઉજેશ;
ભ્રાંતિ ન રહે ભૂખની, સુખમાં વસો હમેશ. ૧

## કરકસર.

### છપ્પા.

કાંકરિ કાંકરિ કરી, પાળ બંધાય રૂપાળી;
સ્વલ્પશ્રમે આગ્રહે, થવાએ કીર્તીશાળી;
પઈ પઈ કરતાં થાય, લક્ષ કોટી જર ગાંઠે;
હરિરસ સુયશ પિવાય, ભક્તિ તો જામે આઠે;
ઘન બિંદુ બિંદુ વૃષ્ટિવડે, સૃષ્ટિ થાય સુખમય સહૂ;
ઉત્તમ કરતાં તો કરકસર, કાન લાભ ઝાઝા લહું. ૧

કરકસરે વિદ્યાય, કીમતી સદ્ય શિખાશે;
કરકસરે શુભકળા, ખંતથી મળે પ્રયાસે;

કઠણ સમય કરકસર, ટેવ બહુ કામે લાગે;
અકરાંતિયો ઉડાઉ, આળસુ માથે ભાગે;
માટે તજી લોભ લુલૂપતા, ઘટિત કરકસર વાપરો;
નિજ કર ને કમર કસી ધસી, વીર વિજયધ્વજ શિર ધરો. ૨

કુંડળિઓ.

અધિક લાભના લોભથી, ખોશો હીત ખચીત;
વિત્ત મળે નહિ વેવલાં, થશે વાત વિપરીત.
થશે વાત વિપરીત, નાત ને જાતે ન્યારી;
મનમાં મસ દુખ થશે, સૂડી વચ્ચે સોપારી.
માટે થજો ઉદાર, શાન્ત ગુણ જે બહુ શોભે;
ખાસો ખત્તા અગર, લાભના અપાર લોભે. ૧

અતિ લોભે દુખ ઉપજે, થાય અતિ અન્યાય;
"મૂળ સમૂળું જાય પણ, ખોટ ન ખેતસિ ખાય."
ખોટ ન ખેતસિ ખાય, કહેણિ સાચી નહિ જૂઠી;
ઘણા દાખલા બન્યા, બને શું વરણું મૂઠી.
કર લંબાવી કાન, કરો જગ કીર્તિ મોભે;
ખોસો શોભા સાર, લાભના અપાર લોભે. ૨

---

# પ્રકરણ ૩ જું.

## સંસારસુધારાસંબંધી.

### દાંભિક સુધારો.

કલિંગડો-માંડ-ગરબી.

સૂણજો શીખામણ સાર, સૌ નરનારી રે;
કહું હીતવચન સુખકાર, પ્રીતિ ધારી રે;
આ સુધારાનો સાર, સૌ સમજાવે રે;
નિજ અનુભવનો આકાર, નહિંજ બતાવે રે. ૧
પોતાપર આવે લાગ, જલ્દિ નાસે રે;
શું કીર્તિરૂપી બાગ, તેથિ પ્રકાશે રે;

એ વર્તનથી શું થાય, દેશસુધારો રે;
જુસ્સાથી દિલ ઉભરાય, તેહ લવારો રે. ૨
જોડે વળી નિબંધ છંદ, મોટાં પોથાં રે;
ફોગટનાં ફાંફાં ફંદ, ખવાડે ગોથાં રે;
ચાલે પરમતથી રોજ, નિજ ન વિચારે રે;
થઇ રોઝ કરે નહિં ખોજ, તે શું તારે રે ? ૩
શિખ્યા સાડાત્રણ ગ્રંથ, ભભકો ભારી રે;
દરશાવે મોટા પંથ, જનહિતકારી રે;
કરિ વૃદ્ધાપણુમાં બાળ–સાથ કજોડું રે;
એ સળગે શીખર ઝાળ, દુઃખ શું થોડું રે ? ૪
વનમાં આવ્યું વય તોય, દયા ના તનમાં રે;
તનમાંની શક્તિ ખોય, વાત વિઘનમાં રે;
ધરી ધીરજને નવ જોય, સારૂં બૂરૂં રે;
અતિશય દુઃખમાં પડિ રોય, કામ અધૂરૂં રે. ૫
નારીને આપે છૂટ, પરની નકલે રે;
વિધવાની માથાકૂટ, અવળી અકલે રે;
નહિં ધર્મ કર્મ નાદાન, જાતે જોએ રે;
જ્ઞાતાનું ધરી ગુમાન, મ્હેકે તોએ રે. ૬
જૂનું તે સરવે તુચ્છ, તેને ભાસે રે;
સોના–સમ હોય સ્વચ્છ, તોએ ત્રાસે રે;
રૂચે સહુ એને રીત, નવા લોકોની રે;
ખુંચે ચિતમાં જો હીત, કસુર તો કોની રે ? ૭
ખોયાં ધન સાધન સૂખ, બ્યસનો વાધ્યાં રે;
દારૂ ચીરૂટ પ્રમૂખ, કંઠે બાંધ્યાં રે;
ઉત્તમ ગુણ ગ્રહ્યો ન લેશ, અવગુણ લીધા રે;
બીધા ને બાળ્યો દેશ, રહ્યા ના સિદ્ધા રે. ૮
ફાંકો રાખે દિલ ફોક, ઠગે લોકોને રે;
જાણે નહિં કાંઈ છચોક, લાભ ન કોને રે;
એવા જનનો દુર્બોધ, અળગો કરવો રે;
કરી જ્ઞાન ગુણનો શોધ, ક્રોધ વરજવો રે. ૯
છે બાંધી મૂઠી લાખ, સરવે સારી રે;
ઉઘાડી જોતાં ખાખ, શી બળિહારી રે ?

પરને સતિ કરવા સઘ, આગળ થાશે રે;
નિજ સમય આવતાં ઝટ, નાસી જાશે રે. ૧૦
છે સારા પણ બહુ જંન, બુદ્ધિવંતા રે;
દુનિયાંનું કરે દોહંન, રહી ધીમંતા રે;
ઉલટો જનને ઉપદેશ, એ નહિં આપે રે;
કરિ પરોપકાર હમેશ, કષ્ટો કાપે રે. ૧૧
ધન ધન તે નર ને નાર, ખરાં સુધરેલાં રે;
કરવાને પરઉપકાર, શું સરજેલાં રે ?
લઈ તેનો શુભ અભિપ્રાય, ચેતી ચાલો રે;
દુઃખ કાન ન જેથી થાય, તે સંભાળો રે. ૧૨

## હોળીની હલકાઈ.

### હોરી—રાગ કાફી.

"સામરો અજહું નહિં આયો"—એ રાગ.

તજો હોળીતણી હલકાઈ, એમાં સાર નથી કાંઈ ભાઈ—તજો૦ (ટેક)
ફેલ ફીતૂર ઉફાંદ કરીને, ફાકટ રહે જે ફૂલાઈ;
નફટ નિર્લજ થઇ જે ફરતાં, બળિરે તેની નિપૂણાઈ;
ખરેખર એ મૂરખાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૧
કાદવ ધૂળ ઉરાડીને મૂરખ, મનથી રહે મકલાઈ;
ખાઈ વળી ખીર બાસુંદી બરફી, કાં તો લડીને લડાઈ;
વદે મુખ આપવડાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૨
સાર્થક એથિ નથી કાંઈ આપણું, એ અનીતિ દુઃખદાઈ;
આર્યને એ અઘટિત ઘટે નહિં, નિંદિત એ તો નાગાઈ;
ભુંગળ વિનાની ભવાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૩
ફાગણમાસ વસંતઋતુ શુભ, પરમ પુનિત ગણાઈ;
અકળ કળા કરતારની લીલા, ગાઓ ઉરે હરખાઈ;
રૂડા ફાગના રાગમાંહી.— તજો હોળીતણી હલકાઈ૦ ૪
ગાળના બોલ બિભત્સ જે બકવા, પૂરી એ પશુતાઈ;
બૂરાઇની હદ એમાં સમાઇ, ઇશ્વર સાથ ઠગાઈ;
મહાદોષનું મૂળ ભાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૫
જુની નઠારી કુરીત નક્કી એ, અસલ નથી ગ્રંથમાંહીં;
વિષયી અનાચારી નરનારીએ, ફેલાવી લફંગાઈ;
જોતાં જાય દિલ તવાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૬

રમત ગમતની ઘટિત કરી યોજના, ચાહિ ચિતે ચતુરાઈ;
દેશનું કલ્યાણુ કરવા નિરંતર, અંતર રહે ઉભરાઈ;
તેમાં આપણી અમિરાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૭
ચંપો ચંબેલી ગુલાબ મનોહર, ગુલછકડી જાૂઈ જાઈ;
વિધવિધ પૂષ્પ પ્રફુલ્લિત થઇને, દે પરિમળ સુખદાઈ;
(પણ) મૂરખમાં નહિં સુઘડાઈ.—તજો હોળીતણી હલકાઈ૦ ૮
આંબે આવ્યો મોર જો અતિ નૂતન, ચિત્ત ચોરે ચાહી ચાહી;
થાય નવી આવૃત્તિ આ જગતની, રૂપ જાય બદલાઈ;
થાયે સુખ-શાન્તિ સવાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૯
અવલ આર્ય સહુ રહિને નીતિમાં, ધર્મ પ્રેમમાં ધરાઈ;
યોગ્ય લેતા ઉપભોગ નિયમમાં, ઉલટી આજ રીતિ આંહી;
લાગે છે નવલ નવાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૧૦
અબિલ ગુલાલ કેશર ને ચંદનનાં, લેપનની ભભૂકાઈ;
ગાન તાને ગુલતાન છતાં પણ, કરતા ન ઉદ્ધતાઈ;
નાદાન રમત દુ:ખદાઈ.— તજો હોળીતણી હલકાઈ૦ ૧૧
રીત અસભ્ય અનાચારી એ, અસ્તવ્યસ્તની આગાહી;
સુધરી સુધારો કરવો ઘટે ઝટ, એજ વિવેક વધાઈ;
રહે કાં-ન કાવ્યે લખાઈ લખાઈ.—તજો હોળીતણી હલકાઈ૦ ૧૨

## રાગ ઉપર પ્રમાણેજ.

સજન સજો આજ સુધારો, કરો ન્યારો નઠારો કુધારો.—સજન૦ (ટેક)

પ્રેમ વિવેક અને સુવિચારે, દુરિત રીવાજ વિડારો;
હોળીતણી હલકાઈભરેલી, વિપરીત રીતિ ધિ:ક્કારો;
શોધીને સદાચાર સારો.— સજન સજો આજ સુધારો૦ ૧
નફ્ટ બિભત્સ બોલ બકવા ને, હાથે ઉડાવવો ગારો;
અબળાનું દિલ દુખવવા કરવા, અઘટિત જે ઉપચારો;
વિચારો એ ચારો! તમારો.—સજન સજો આજ સુધારો૦ ૨
વૃદ્ધ-અંધ-દુ:ખી નર દેખી, મુખથી કરોછો લવારો;
વારો અરે આપનો આવવાનો, મનોવિકાર તે વારો;
દેખી દુ:ખી રંક બિચારો.—સજન સજો આજ સુધારો૦ ૩
ચોરી જારી જાૂઠ પાપ મૂળ એ, પરહરવા નિરધારો;
વ્યર્થ ઉત્તેજન એને ન આપો, કાઢશે ધાણુ તમારો;
માટે માનો બોલ આ મારો.—સજન સજો આજ સુધારો૦ ૪

જગકર્ત્તા જગદીશ્વરકેરી, શુભ લીલા ઉર ધારો;
વિસ્તારો વાત વિવેક પ્રેમની, નિર્મળ મનના વિચારો;
ખરો ખેલ કાં કરો ખારો.—સજન સજો આજ સુધારો૦ ૫
નાચતાં કૂદતાં મશ્કરી કરતાં, થાયછે કેર અકારો;
ચૂલે મ્હડે ચતુરાઈ સરવ ને, વાધેછે વૈર વિકારો;
તેવી ઉદ્ધતાઈ વિડારો.— સજન સજો આજ સુધારો૦ ૬
ઋતુ વસંત અતિ સુખકર છે, પુષ્પલતાનો પસારો;
શીતળ વાયુ અમળ સુખદાયક, ચિત્ત શાન્તિકર ધારો;
સ્વપત્નિ–પ્રેમ વિસ્તારો.— સજન સજો આજ સુધારો૦ ૭
જગદીશ્વરપદ પૂજી પ્રેમથી, ભ્રાત ભર્તખંડ તારો;
દુ:ખ દરિદ્ર દશા ફેરવીને, ક્યમે લાવો કિનારો;
માનું કાન પાડ તમારો.— સજન સજો આજ સુધારો૦ ૮

## દુરાગ્રહી દેશસુધારકો.

૫૬.

"હરિભજન વિના, દુ:ખ દરિયા સંસારનો પાર ન આવે."—એ રાગ.

ઓ! દુરાગ્રહી, દુર્જન તમથી શું છે લાભ સંસારને?
કહું વેણ કઠોર, કડવાં લાગે તો કરજોજી ક્ષમા મને.—(ટેક)
તમે ડોળ સુધારાનો રાખો, ભરી સભાવિષે ભાષણ ભાખો;
ભપકામાં ડા'પણ નવ દાખો.— ઓ! દુરાગ્રહી૦ ૧
"પ્રતિમાપૂજન નથી વેદવિષે, શ્રુતિ શાસ્ત્ર સહુ ખોટાંજ દિસે;"
એમ શોધ કર્યા વણ કહોછ રીશે.— ઓ! દુરાગ્રહી૦ ૨
"ગંગા યમુના તે તીર્થ નથી, છે વ્યર્થ કથા એતો અમથી;"
એમ ભાખોછો મૂરખ ભ્રમથી.— ઓ! દુરાગ્રહી૦ ૩
ખંડન કરવાને અખંડપણે, પાખંડ કરો પાંડિત્યપણે;
પણ કર દેશો પછીથી લમણે.— ઓ! દુરાગ્રહી૦ ૪
ભોળા જનને શું ભરમાવો, શુભ નામ સુધારો લજવાવો;
તમને ઘટતો નથી એ દાવો.— ઓ! દુરાગ્રહી૦ ૫
ગીતા ને રામાયણ ગ્રંથો, પૂરાણ પ્રવર્ત્તક શુભ પંથો;
તેને પરહરવા વ્યર્થ મંથો.— ઓ! દુરાગ્રહી૦ ૬
ફોકટ રાખો મ્હોટો ફાંકો, બ્રહ્મઅક્ષર ન આવડે પાકો;
શું માન મહાન તમે તાકો.— ઓ! દુરાગ્રહી૦ ૭

અઘટિત છુટ અબળાને આપો! શુભ મર્યાદા મૂળથી કાપો!
દુશ્ચરિત તણા જપતા જાપો!— ઓ! દુરાગ્રહી૦ ૮
નિજ ધર્મ કર્મ લગરી ન ગમે, નિત મન ભમતું દીસે ભરમે;
ડરતા નહિં લજ્જા કે શરમે.— ઓ! દુરાગ્રહી૦ ૯
નિજ મતનાં પુષ્ટિપણાં માટે, પરભાષા ભાખોછો ધાંટે;
રઝળો રખડો વાટે ઘાટે!— ઓ! દુરાગ્રહી૦ ૧૦
કંઈ અંગ્રેજી સંસ્કૃત જાણી, અંતરમાં આડંબર આણી;
નથી શીખામણ સુણતા શાણી.— ઓ! દુરાગ્રહી૦ ૧૧
શીખો સંપૂરણ સદ્દવિદ્યા, મતભેદ વિડારો દુરવિદ્યા;
શું કાન કરો નવરા નિંદા?— ઓ! દુરાગ્રહી૦ ૧૨

## કન્યાવિક્રય નિષેધ.

### પરજીઓ—ગરબી.

"કેફી સહિયર જેનો કંથડો."—એ રાગ.

બાળાનાં દુઃખ સહુ બાળજો રે, કરી હૃદય વિચાર;
સૂણી શિખામણ સ્નેહથી, હાંરે શાણાં નર તેમ નાર.—બાળાનાં૦ ૧
કન્યાવિક્રયના ચાલથી રે, સહે બાળકી દુઃખ;
રાંકડી દુઃખ તે કોને કહે, હાંરે લેશ પામે ન સૂખ.—બાળાનાં૦ ૨
કોપ થશે કીરતારનો રે, એથી પાપ અપાર;
વેર થશે અન્ન દાંતને, હાંરે રીબે દુખડાં મોઝાર.—બાળાનાં૦ ૩
રીત નહિં એ કુરીત છે રે, ભૂંડી છે ભરપૂર;
ધરમ, શરમ, શોભા સામટી, હાંરે જાય સઘળું જરૂર.—બાળાનાં૦ ૪
ગાય અને દુહિતા સમાં રે, જહાં દોરે ત્યાં જાય;
બોલ ન બોલે જરા મુખથી, હાંરે તેની ધરવી દયાય.—બાળાનાં૦ ૫
બળતાં અંતરથકી એ દીએ રે, દિનનિશે બહુ શાપ;
વેરી ગણે પૂર્વ જન્મનાં, હાંરે ભલે હોય તે માબાપ.—બાળાનાં૦ ૬
ધૂળ પડો તે ધનમાં રે, મહા પાપનું મૂળ;
(એ) દુષ્ટ કસાઈ માબાપને, હાંરે થાય પ્રભુ પ્રતિકૂળ.—બાળાનાં૦ ૭
બુઢ્ઢા અપંગ રોગીથકી રે, ખરાં સુખની શી આશ?
વય-રૂપ-ગુણ જો વિરૂદ્ધ જો, હાંરે આવે મળતી ન રાશ.—બાળાનાં૦ ૮
શ્રદ્ધા ન હોય જો કાંઈ તો રે, વર ઘર જોઈ સાર;
કંકુ ને તુળસીને પાંદડે, હાંરે દેવી કન્યાકુમાર.—બાળાનાં૦ ૯

ઉલટો અતિ ધન લોભથી રે, કરવો ન અન્યાય;
કાળી ગળીનો ડાઘ એ, હાંરે કાન કદી .ન ભુંસાય.—બાળાનાં૦ ૧૦

## ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાગ.

(બાળા)—અરે દૈવ છોડવ આ દુ:ખ ને દાબથી,
માબાપોને મનમાં ન મળે મેહેર જો;
કરે કજોડાં ધન માટે ખોટી રીતે,
કળિયુગનો એ તે શો કાળો કેર જો?—અરે દૈવ છોડવ૦ ૧
સાઠ વરસના બુઢાને દે બાળકી,
આઠ અગર નવ વરસતણી નિરધાર જો;
શું સમજે સંસારતણા આચારમાં,
છૂટે છે એ વાત ઉપર ધિ:ક્કાર જો.—અરે દૈવ છોડવ૦ ૨
(બાપા)—શો પોકાર મચાવો છો સમજ્યા વિના,
ધન દોલતનાં પામોછો સુખ સાર જો;
તમો વડે તરતી હાલત મારી બને,
ખાલી તેનો ખેદ અને શો ખાર જો?—શો પોકાર૦ ૩
ધન છે ઉત્તમ વસ્તુ આ સંસારમાં,
અઘટિત પણ એમાટ ઘડાએ ઘાટ જો;
ઉચાટ એનો ઉરમાં મુજને થાયછે,
દીકરીઓ બોલી ના વાળો દાટ જો.—શો પોકાર૦ ૪
વર ને ઘર બન્ને રૂડાં ક્યાંથી મળે?
બાળલગનનો છે રૂડો રીવાજ જો;
બાળો સુખવૈભવ ને પૈસા જાળવો,
પૈસા તે પરમેશ્વર છે મ્હારાજ જો.—શો પોકાર૦ ૫
(બાળા)—સાઠે બુદ્ધિ નાઠી કાકા આપની,
ધૂળ પડી તમ ધન જીવન મોઝાર જો;
બાળકડીને બાળોછો અગની વિના,
બળ્યા તમારા તે આચાર વિચાર જો.—સાઠે બુદ્ધિ૦ ૬
શાસ્ત્ર કથા ને સરવ પુરાણોમાં કહ્યું,
કન્યાવિક્રયમાં તો અતિશય પાપજો;
શું તે વાણી વેદતણી જૂઠી કરો,
નહિ સાંખે બાપાજી જગનો બાપ જો.—સાઠે બુદ્ધિ૦ ૭

નાત સુધારા નડિયાદે ચાલી રહ્યા,
ધન ધન ખેડાવાળ* તમારી રીત જો;
બાળકડીની વસમી પીડા ટાળવા,
ખાંતે ખરચોછો શુભ વિદ્યા વિત્ત જો.—સારૂ બુદ્ધિ૦ ૮
દંડાઈ અંતે સીધા ચાલો પછી,
નફ્ફટ ગણાઈ થઈ નાતની બ્હાર જો;
પહેલાં દિલમાં વાત ન લગરી ઊતરી,
હવે થવાના ખરેખરા લાચાર જો.—સારૂ બુદ્ધિ૦ ૯
પંચ શીખામણ દે છે રૂડી પેરથી,
ફરી ન કરતા એવાં કાંઈ કામ જો;
થઈ બદનામ મહા હેરાન થશો અને,
ખોશો દામ અને વળી રૂડું નામ જો.—સારૂ બુદ્ધિ૦ ૧૦

## બાળલગન.

### પદ.

"રામચંદ્ર રઘુવીર જે જે"—એ રાગ.

બાળલગનની રીત, ટાળો, બાળલગનની રીત.—(ટેક)
બહુધા બાળલગનને યોગે, થઈ દશા વિપરીત;
બાળલગનની બૂરી રસમે, ખોયાં વિદ્યા વિત્ત.—ટાળો૦ ૧
ચિત શૌર્ય ચાતુર્ય વિનાનું, કદિયે નહિં નચિંત;
માનપ્રતિષ્ઠા મહત્વ ન મળે, ન મળે નિર્મળ પ્રીત.—ટાળો૦ ૨
આયુષ ને યશ ગુમાવિ એળે, થયા મૂઢ સાબીત;
જીત મેળવો જડ કુમતિપર, પ્રગટે ધર્માદિત્ય.—ટાળો૦ ૩
રૂષ્ટપુષ્ટ રહિ ગાઓ ઉમંગે, ગુણાતીતનું ગીત;
પ્રગટે પ્રેમ પુનિત ધર્મ ને, શશિસમ શાન્તિ ખચીત.—ટાળો૦ ૪
વિધવાપણુ ને વ્યભિચારનાં, ઘટશે ભય ભયભીત;
દેશસુધારાનું એ પગલું, ગણુશે સર્વ ઘટીત.—ટાળો૦ ૫
કેર કજોડાં તણો અટકીને, દમ્પતિ થશે મુદીત;
પરીપક્વ તન મન થાવાથી, કાન ખરેખર હીત.—ટાળો૦ ૬

---

* નડિયાદની બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિયે કન્યાવિક્રયનો નિષેધ કરી, કેટલાક ધારા બાંધ્યા હતા. એ ધારાનો અનાદર કરનારને જ્ઞાતિ સમસ્તે મળી દંડની તેમજ નાતબહાર મૂકવાની શિક્ષા કરી હતી.

## ઘરેણાંની રીતિ.

### પદ—પ્રભાત.

"મોરે ગિરિધર ગોપાલ, દૂસરો ન કોઈ"—એ રાગ.

છે વિનાશકારી ભલાં, છે વિનાશકારી;
ઘણી ઘરેણાંની રીતિ, છે વિનાશકારી.—છે વિનાશકારી૦ ૧
નફ્ટ ફૂટડાઈ એ, ગણો તમે નઠારી;
જીવ જાય થાય દુ:ખ, હાય એ અકારી.—છે વિનાશકારી૦ ૨
હોય પ્રિયપુત્ર કે, પવિત્ર પુત્રી પ્યારી;
લાડ લડાવો પરન્તુ, ચિત્તમાં વિચારી.—છે વિનાશકારી૦ ૩
ખાન પાન વસ્ત્ર વસ્તુ, દીજે સૂખકારી;
કાન દીજે જ્ઞાનદાન, જે સહાયકારી.—છે વિનાશકારી૦ ૪

## મર્યાદા.

### દોહરા.

મનની મર્યાદા વિના, તનની શી મર્યાદ;
મન જીત્યાવિણુ વ્યર્થ છે, જગત જીતની યાદ. ૧
અનેક ઉપચારે થકી, મન વશ રાખે જેહ;
તનથી તત્વ ચુકે નહિં, ઉત્તમજન તો એહ. ૨
મર્યાદીનું નામ ધરિ, ફરિ તીર્થાટણુ માંહ્ય;
વેષ વિચિત્ર ધર્યા થકી, નહિ મર્યાદિ મનાય. ૩
ડોળઘાલુ દાંભિક જનો, એવા આજ અનેક;
મર્યાદી એ શબ્દનો, સમજે નહિ વિવેક. ૪
મરયાદી એ તો નહિં, મતવાદી ઉન્મત્ત;
કામ ક્રોધ મદ મત્સરે, રાત દિવસ રહે રત્ત. ૫
જપતપ ધ્યાન ધરિ સદા, શમદમ નિયમે શાન્ત;
રજ તમ દુર્ગુણ દૂર કરી, સત્વ સજે સિદ્ધાંત. ૬
પાળે પરમ પુનિત થઈ, નીતિ ભક્તિ સદ્ભાવ;
સત્ય સદાચારે રહે, નિરભિમાન દિનદાવ. ૭

### ચોપાઈ.

માનો એ મર્યાદી જંન, નિર્મળ મન જેનું પાવંન;
પ્રીતે નિત્ય હરિગુણ ગાય, પ્રભુભક્તિમાં પ્રીતે ધાય. ૧

## જેકરીછંદ—(ચોપાઇ.)

સત્યતાથકી ભક્તિ કરે, સત્ય નીતિ પંથે સંચરે;
સત્ય સાચવે જીવનથકી, અસત્ય તો સ્વપ્નામાં નથી. ૧
શાન્ત ચિત્ત રાખી ભાવના, કરે નિત્ય પ્રભુની સેવના;
ધર્મનિષ્ઠ થઈ ધીરજ ધરે, પુણ્યકર્મ પ્રેમે આચરે. ૨
વશ્ય વાણિ જેને સરવદા, સર્વ ઇંદ્રીઓ વશ છે સદા;
હંસ ગુણે પય પાણીથકી, જૂદું કરી પીએ જે નકી. ૩
તત્વ માત્રંને ગ્રહણુજ કરે, અતત્વ તે દ્રષ્ટે નવ ધરે;
ચોંટિ પ્રભુપર ચિતની રતી, ખરો એજ મર્યાદી યતી. ૪
અંધકાર અજ્ઞાની(ની) મતી, જ્ઞાન–ભાનુ પ્રગટી દીપતી;
પ્રેમે જેહ પ્રકાશજ કરે, સૂજ્ઞ એજ સંજ્ઞાને વરે. ૫
એવા નર વિરલા અવનિમાં, ધનભાગ્ય તેની જનુનિનાં;
સફૂળ જન્મ કરી લ્હાવો લીએ, સુકૃત કરિ જ્ઞાનાંમૃત પીએ. ૬
મર્યાદા વિણુ અર્થ ન બને, વ્યર્થ અનર્થ અતી ઉપજે;
મુખ્ય ગુણુ મર્યાદાતણો, જેનો મહિમાં મહિમા ઘણો. ૭

## ચોપાઈ.

મુંઢ જનોના શૂન્ય વિચાર, મહાન્ત સમજી લેશે સાર;
એ આશાએ કરૂં પ્રણુામ, દોષ ક્ષમા કરશો ગુણુવાન. ૧
કહે કાન હું તે કોણુ માત્ર, અતિ અજ્ઞાન તણુંછું પાત્ર;
મર્યાદાના ગુણુ ગણિ મંન, માન્ય કરો સઘળા સજ્જંન. ૨
પિતા માત ગુરૂની મર્યાદ, પાળો તો સઘળાંમાં સ્વાદ;
શીખો વિદ્યા વિનય વિવેક, રાખો જ્ઞાનવાન થઈ ટેક. ૩

## ગૌરક્ષા.

### પદ–ધનાસરી–બરવો.

" નિરધનકો ધન રામ, હમારો નિરધનકો ધન રામ."—એ રાગ.

ગૌબ્રાહ્મણુ પ્રતિપાળ, સુજનો ગૌબ્રાહ્મણુ પ્રતિપાળ;
કરૂં અર્જ ગૌરક્ષણુ કાજે, ધ્યાન ધરો તત્કાળ,—સુજનો૦ ૧
'જય ગોપાળ' ભણુાય તમોને, સદાય વચન વિશાળ;
કરી યોગ્ય ઉપયોગ તેમનો, ધરો ધર્મ પ્રેમાળ,—સુજનો૦ ૨
આર્યખંડ એ આર્ય પ્રજાનું, શ્રેષ્ઠ સ્થાન નિર્માલ્ય;
આજ થયું ગૌવધ દોષોથી, કરો સઘ સંભાળ,—સુજનો૦ ૩

પામર પૂજ્ય પવિત્ર પ્રાણિ એ, સહે વિપત વિકરાળ;
સાંખો નિરખી આપ આંખથી, એ અઘ અનહદ હાલ,—સુજનો૦ ૪
અગણિત લાભ વળી આપે એ, વણ વાચા લાચાર;
પોષેછે પ્રતિનિત ઘૃત દૂધે, અતી રંક કંગાળ,—સુજનો૦ ૫
રસ કસ સર્વ ગયા પાતાળે, થયા હાલ બેહાલ;
બાળાપણમાં કાળ થાય છે, એ પરિણામ કરાળ,—સુજનો૦ ૬
હવે સંપિ સહુ એકચિત્તથી, તજી આળપંપાળ;
કરો પ્રયત્નો ગાય રક્ષવા, લેશ ન કાઢો કાળ,—સુજનો૦ ૭
ગાય ગુણતણું નિત્ય સ્મરણ કરી, કાન કવિતા ગાય;
શાણા સ્હાય કરો તનમનથી, સમજી ઝટ અભિપ્રાય,—સુજનો૦ ૮

છપ્પો.—(અંતરલાપિકા)

**ગૌ**સેવન સુખકરણ, **સ**રણ હરિપદ દેનારૂં,
**વ**ર્જે જે જન મૂર્ખ, **ભા**ર ભવને થાનારૂં;
**ધ**રી ધીર સજ્જનો, **નો**ર* ઝટ એનો પાડો,
**રહે** ન કલેશ જરાય, જરૂર જમ ત્રાસ નસાડો;
**ક્ષ**મા શૌર્ય સદ્ગુણ થકી, યશસ્વી આર્યો આ સમે,
કરો સાહ્ય શુભધર્મની, હોય વિજય એમજ ક્રમે. ૧

## અન્ન–ફળ–શાકજ સેવો.

### રાગ–કાફી.

"ભવાની મા, કરોની અમ સાર,"—એ રાગ.

અન–ફળ–શાકજ સેવો, છોડો માંસ અહાર—(ટેક)
અન ફળ શાક આહાર કર્યાથી, અગણિત લાભ થનાર,—અન ફળ શાકજ૦ ૧
સદ્ય વિચાર કરો સુખકારક, નીરમીત જે નિરધાર,—અન ફળ શાકજ૦ ૨
ઈશ્વરે માણસને જે આપ્યો, જનમથકી અધિકાર,—અન ફળ શાકજ૦ ૩
નિર્દોષ પ્રાણીનો વધ કરવો તે, પાપી નીચ પ્રચાર,—અન ફળ શાકજ૦ ૪
સુજ્ઞ હિંદુ સહુકો શુભ રીતે, પાળેછે એ આચાર,—અન ફળ શાકજ૦ ૫
પારસિ અંગ્રેજ આદિ સુધરિયા, સમજીને રૂડો સાર,—અન ફળ શાકજ૦ ૬
ગૌ તેમ બીજાં ગુણિયલ પ્રાણી, આપશે લાભ અપાર,—અન ફળ શાકજ૦ ૭
પરદેશી પરઘરમી પૂર પ્રીતે, યત્ન કરેછે આવાર,—અન ફળ શાકજ૦ ૮

* નિસ્તાર.

હિંસાનો પ્રતિબંધ થાવામાં હિત છે, નિશ્ચળ એજ વિચાર,–અન ફળ શાકજ૦ ૯
સરજનહાર પ્રસન્ન થશે ને, જગમાં થશે જયકાર,–અન ફળ શાકજ૦ ૧૦
શુદ્ધ બુદ્ધિ વધશે ને વિરામશે, દિલના દૂરવિકાર,–અન ફળ શાકજ૦ ૧૧
વગર દવાએ દફે દર્દ થાશે, એજ સરસ ઉપચાર,–અન ફળ શાકજ૦ ૧૨
અસુર સરિખી એ ઘાતકી રીતમાં, હિત નથી તલભાર,–અન ફળ શાકજ૦ ૧૩
સર્વ સંપત્તિનું મૂળ એ સાચું, વિપત્તીનો આધાર,–અન ફળ શાકજ૦ ૧૪
તરફડે રંક દુઃખી દીન પ્રાણી, જળહિન મિન લાચાર,–અન ફળ શાકજ૦ ૧૫
આપણે જો એ જગોપર હઈએ, થઇએ કેવાં બેજાર?–અન ફળ શાકજ૦ ૧૬
તનની ત્વચા, મળમૂત્ર થકી પણ, અંતે કરે છે આભાર,–અન ફળ શા૦૧૭
તે સઘળું વિસરી થઈ પાપી, કરીએ કેમ પ્રહાર ?–અન ફળ શાકજ૦ ૧૮
આપણું પોષણ નિત્ય કરે છે, ઇશ્વર અધમોધાર,–અન ફળ શાકજ૦ ૧૯
ત્યમ આપણે એમનીભણી જોવું, કરિ કરૂણા વિસ્તાર,–અન ફળ શાકજ૦ ૨૦
કાન લગાડિને તાન હવે શુભ, વખત ન ખોવો લગાર,–અન ફળ શાકજ૦ ૨૧
સ્વાદ એનો એકવાર અનુભવી, ધરશો પૂરણ પ્યાર,–અન ફળ શાકજ૦ ૨૨

## "વિજયાપાર્વતી" નું વ્રત.

ધનાસરી—ગરબી.

"અલબેલી રે અંબે માત, જોવાને જઇયે."—એ રાગ.

બળી બળી રે એવી રીત, હિંદુ બાળાની;
દેખીને દાઝે ચિત્ત, હલકા ચાળાથી.—(ટેક)

બાળક બાળકુમારી કન્યા, જે શિક્ષાને યોગ્ય રે;
રડે કુટે* એવાતણુ પરવે, એ કેવો સંયોગ ?—હલકા ચાળાથી. ૧
મંગળ કાજે એહ અમંગળ, રીતિ તો વિપરીત રે;
કરે અપશુકન આપહાથથી, એ અતિશે અનુચીત.—હલકા ચાળાથી. ૨
તળાવપર દરીયે કે નદીયે, નહાવા નિત્યે જાય રે;
દર આદીતવારે ઊઠીને, ગલીચ ગીતડાં ગાય.—હલકા ચાળાથી. ૩
છાતી માથું છૂટાં મૂકી, કરે મહા તોફાન રે;
શીખે ટેવ નઠારી નિશ્ચે, છેક છકી નાદાન.—હલકા ચાળાથી. ૪
જવ ડાંગર કે ગહૂં ધાન્યનું, મોળું કરે અક્રોત રે;
લવણતણો તો ત્યાગ કરીને, પૂજે દીપક જ્યોત.—હલકા ચાળાથી. ૫
રમે જુગાર સોગઠે પાને, નાચે કૂદે ગાય રે;
માતતાત ને પતિસેવા તે, નવ લવલેશ ભણાય.—હલકા ચાળાથી. ૬

* સૌભાગ્ય.

વ્હેમી ને વંઠેલી વનિતા, વળિ એમાં જોડાય રે;
કથળે કામ શરમ ઉપજાવે, દુનિયાંમાં નિંદાય.—હલકા ચાળાથી. ૭
હોળી દિનમાં જેમ ઘેરૈયા, ઉપજાવે છે ત્રાસ રે;
ગોરો ટાણે ત્યમ કુમારિકા, દુખ ઉપજાવે ખાસ.—હલકા ચાળાથી. ૮
પતિ પામવા અતી રૂપાળો, ભણેલ ભભકાદાર રે;
કરવું વ્રત ઘટે સદ્દભાવે, પણ નાહિં સમજ લગાર.—હલકા ચાળાથી. ૯
શાસ્ત્ર ગ્રંથ જે વેદ પુરાણો, વદે એજ ઉપદેશ રે;
રડવું કૂટવું પાપ કામનું, છે અપરાધ વિશેષ.—હલકા ચાળાથી. ૧૦
ઉઠો સુધારાવાળા હિંદુ, કાંઈ કરો ઉપાય રે;
જાય આબરૂ જોએ દુનિયાં, કેમ કરી ઢંકાય?—હલકા ચાળાથી. ૧૧
દાતરડું દિલગીર થઇ કહેછે, બાળો એવી રીત રે;
કરો સુધારો જલદી જાતે, કદી ન થાય અહીત.—હલકા ચાળાથી. ૧૨

## બાળબોધ.

### દોહરા.

નિત્ય પ્રભાતે ઊઠવું, રાખી મન ઊમંગ;
દાતણ નાવણ આદિથી, કરવું નિર્મળ અંગ. ૧
માત તાત પદ વંદિને, કરવો શુભ અભ્યાસ;
સંભારિ સ્રજનારને, એક જેહ અવિનાશ. ૨
જેણે જગ સરજ્યું બધું, સૂર્ય ચંદ્ર આકાશ;
રાત દિવસ ઋતુ તરૂ તથા, તારા તણો પ્રકાશ. ૩
પોષેછે જે જગતને, આપી અન ફળ ફૂલ;
પાણી પવન વસ્તુ સહુ, કરિ જેણે અનુકૂળ. ૪
ત્રાતા તેહ તમામનો, રક્ષક ગરિબનિવાજ;
નોંધારા આધાર ને, જગકર્ત્તા મહારાજ. ૫
શુભ ભક્તિ તેની કરો, રાખી સાચો ભાવ;
માનો તેના નિયમને, લહો અચળ સુખ લ્હાવ. ૬
આકાશે અવનીપરે, અને વળી પાતાળ;
કૃતિ જેની અદ્દભૂત છે, લે છે તે સંભાળ. ૭
પછિ નિજકેરા કાજમાં, જોડાવું શુભ રીત;
એક ધ્યાન આનંદથી, કાન મેળવો જીત. ૮

## સ્ત્રીશિક્ષા.

### સાખી—મરાઠી ચાલની.

સતી સ્ત્રીઓએ પ્રીતિ ધરીને, પતિની ભક્તિ ભાવે;
રાત દિવસ મન વશ રાખીને, કરવી પ્રેમ પ્રભાવે;
સતિ અનુસૂયા દમયંતી ને, પાંડવ-વિનતા સીતા;
પતિ-પદસેવન તે કરવાથી, પામી લાભ અમીતા. ૧
ખ્યાતી પસરી જો દશ દિશમાં, વાંચો વેદ પૂરાણ;
પ્રાણ જતાં પણ એકજ ટેકે, પદ રાખ્યું નિરવાણ;
ક્રોધી અંધો ક્રૂર જુગારી, પતી પાતકી હોય;
તોય ન તેની કરો અવજ્ઞા, વ્રત ઉત્તમ એ સ્હોય. ૨
સર્વ કરો વ્રત દાન ધર્મ જો, શ્રદ્ધાથી શુભ રીત;
પતિતણો જો કરે અનાદર, થાયે અફળ ખચીત;
નિષ્ઠા રાખી ખરિ સ્વધર્મે, કરવાં ઘરનાં કામો;
લક્ષ ખરૂં રાખો નિજધર્મે, તો શુભ લાભો પામો. ૩
રૂડિ નીતિની રીતિ ઝાલી, ચાલવું દિન ને રાત;
પાત્ર પ્રમાણે પ્રીતિ રાખી, રે'વું હ્દદે રળિયાત;
સંપી જંપી શુદ્ધ વિચારે, રાખી શુદ્ધાચાર;
કાન ભજે ભગવાનજ ભાવે, ધન તેનો અવતાર. ૪

### ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાગ.

માનુનિયે શિક્ષા એ મનથી માનવી, રે'તું હમેશાં તનમનથકી પવિત્રજો;
સત્યશીલ થઈ નિત્યપ્રતિ સંભારવાં, સીતા સાવિત્રીનાં ચારૂ ચરિત્રજો.—મા૦
પળે તેટલું વેણ મુખેથી બોલવું, સુખ દુખમાં પાળી રૂડો આચારજો;
છેક કદી આછકલાં થઈ છકવું નહિં, બકવું નહિં લવલેશ તજી સુવિચારજો.—મા૦
બાળાપણથી શુભ નિજધર્મ વિચારવો, અંતલગી જે અગત્યનો સુખદાયજો;
માતપિતા ગુરુજનની શિક્ષા પાળવી, મન વચને ને કર્મે કરી સત્કારજો.—મા૦
કડુ ઓસડ ને શીખામણ સરખાં સદા, પ્હેલાં વસમાં પણ પાછળથી મિષ્ટજો;
ભય વામીને ભવિષ્યમાં દે સાબ્રતા, માટે કરવાં ઘટે પ્રથમથી ઈષ્ટજો.—મા૦
પરણી સાસૂ સસરા ને સ્વામિતણી, ઈચ્છા ને આજ્ઞામાં રહી નિશદિનજો;
વધુસેવાનો ધર્મ કદી ના ચૂકવો, સુખ દુખમાં રાખી મનને આધીનજો.—મા૦
પિયરપનોતાં પરણીને થાવું નહિં, તજવો નહિ પતિમંદિર રતિપુર પ્રેમજો;
સાત્વિકવયે પતિ આદિ સંતોષિયે, શુભ લક્ષણથી કરવું સૌનું ક્ષેમજો.—મા૦

ગુસ્સો કે હઠ લવલેશે કરશો નહિ, ભાવવગર સૌ ભક્તિ નિષ્ફળ જાયજો;
સમય વિચારી ધીરજને નહિં મૂકિયે, સ્હાસકૃત્યથી હસવું-હાની થાયજો.—મા૦
રૂડિ રહેણી કરણી નહિં વિસારવી, શાસ્ત્રગ્રન્થનો કરિ રૂડો અભ્યાસજો;
વૃથાવાદમાં પળ પણ વેળ ન ગાળવી, અભિમાને જરજરનો થાય વિનાશજો.—
નિજવર વગર અવરને કર ના આપવો, હસવું નવ કાઢી મુખમાંથી દાંતજો;
ઉઘાડે મસ્તક ઘરમાં ફરવું નહિં, કેળવણીથી ઉલટા એ સિદ્ધાંતજો.—મા૦
કહાણી કુથલી નિત્ય ઉઠી ના વાંચવી, બને જે થકી મન નબળું નાદાનજો;
નાટક ત્રોટક જોવાં તેવાં પરહરો, ઘટે જેથકી શુદ્ધ જ્ઞાન ને સાનજો.—મા૦;
અનુકારી સહુ પ્રાણીને પ્રભુએ સ્રજ્યાં, પણ અવગુણની નકલ ન કરવી લેશજો
પારસિ ને અંગ્રેજોમાં પણ સૂજ્ઞ છે, સત્વર તેનો ગ્રહણ કરો ઉદ્દેશજો.—મા૦
સુધરી જાતે નિજ જાતી સૂધારવી, સ્ત્રીપર સહુ સૂધારાનો આધારજો;
રડણકૂટણુ ને નાતવરા આદિ મહા, અટકાવે તો કાંઈ ન લાગે વારજો.—મા૦
સુધારવાં બાળકને નીતિબોધથી, રૂડા જનની રીતિનો કરી શોધજો;
ભીતરમાં ભીતી ભૂધરની રાખવી, દુરાચાર દુખકર દૂર કરિ વિરોધજો.—મા૦
નિચ્ચ નફટ ચાકર માણસ કહેવાય છે, તેથિ ન હસવું વડી ન કરવી વાતજો;
ગંભિર માયાળુ દિલ રાખી વર્તવું, લોકલાજથી ડરવું દિનને રાતજો.—મા૦
નિચ્ચભાવનાં નરનારીને ઓળખી, ખચિત તજવો સર્વ તરેહ વહેવારજો;
ઉંબર ઓળંગીને પગ ના મૂકવો, અળગાં રહી દેવો ઉત્તર નિરધારજો.—મા૦
એકાંતે અવકાશે કદી ન બેસવું, પરઘર કરવો નહિં વધુ વિશ્રામજો;
પંથે પાડોશે નિજ પતિજ પ્રમાણવી, જો તું વદવું ઠરવું ઉત્તમ ઠામજો.—મા૦
સમાન સખિમંડળમાં સંચરતાં સદા, હસવું રમવું ગાવું રૂડી રીતજો;
પણ હદ ઓળંગી આગળ વધવું નહિં, આવે અપયશ જાએ પ્રીતપ્રતીતજો.—મા૦
પગપર પગ માંડીને કદી ન બેસવું, તાળિ ન દેવી—લેવી થઈ નાદાનજો;
જેવું તેવું નિજવર સુંદર જાણવું, ભલો ભુંડો નિજભર્ત્તા તે ભગવાનજો.—મા૦
મન ખોલી દુર્જન પાસે દુખ ના રડો, મૈત્રી કરતાં જોજો જાત સ્વભાવજો;
શઠ કપટી શત્રુની જગ્યા પૂરશે, સાલે દિલમાં કાન સદા તે ઘાવજો.—મા૦

## દામ્પત્ય વિનોદ.

### તોટકછંદ.

ગૃહરાજ બધું ગૃહણી પર રે, ગૃહણી વણ તૃણ સમો નર રે;
ભવસિંધુ ભયાનક છેજ સહી, અરધંગ વિના ઉછરંગ નહિં. ૧
મન શાન્તિનું સ્થાન પવિત્ર અતી, સુપ્રધાન સુમિત્ર પવિત્ર મતિ;
મનમાનતી જોડિ મળે ન કંઇ, અરધંગ વિના ઉછરંગ નહિં. ૨

સુખમાં દુખમાં શુભ ભાગ લહે, લવલેશ વિશેષ ન વેણુ કહે;
શુભ દમ્પતી સંપતિ મૂળ અહીં, અરધંગ વિના ઉછરંગ નહિં. ૩
ઘરરક્ષણુ ક્ષેમ કરે સુરિતે, ધરિ પ્રેમ સુલક્ષણુ નિત્યપ્રતે;
નર યોગ કરે સુખ ભોગ સહી, અરધંગ વિના ઉછરંગ નહિં. ૪
ઘરભૂષણુ નાર ઘરેણું ખરૂં, જગદૂષણુ તેહથી થાય પરૂં;
મનરંગ તરંગ અથંગ મહીં, અરધંગ વિના ઉછરંગ નહિં. ૫
શુભ ભામિનિથી નર સૂખિ બને, ભગવંત ભજે બનિ સંત અને;
સતસંગ પ્રસંગ ગવાય મહી, અરધંગ વિના ઉછરંગ નહિં. ૬
શુભધર્મ સુકર્મ સહાય કરે, કરિ પુન્ય અને વળિ પાપ હરે;
ગણુના ગુણુવાનની થાય નહીં, અરધંગ વિના ઉછરંગ નહિં. ૭
ઉપજાવિ પ્રજા વળિ સેવ કરે, વ્રત ભક્તિપરાયણુ દીલ ઠરે;
મનમોદકરી નથિ એવિ કહીં, અરધંગ વિના ઉછરંગ નહિં. ૮
શુભ ભોજન પ્રેમ પ્રયોજન ને, મનભાજન સાધન છે જનને;
જઇ જાતપરે વદશે ન વહી, અરધંગ વિના ઉછરંગ નહિં. ૯
પ્રભુ દે સુમતી સહુ દમ્પતિને, સુધરે વળિ સંતતિ સંમતિએ;
રતિમાત્ર કહાન પ્રસંગ દઈ, અરધંગ વિના ઉછરંગ નહિં. ૧૦

## પ્રિયાવાણી.

### ગરબી.

“ રંગ માણે મ્હારા સજ રે, રંગ માણે મ્હારા રાજ.”—એ રાગ.

પ્રાણુના આધાર રે, પ્યારા પ્રાણુના આધાર;
હું તારી તાબેદાર, પ્યારા પ્રાણુના આધાર. (ટેક)

નામ રટું હું તાહરૂં રે, ચાતકને ઘન જેમ;
ઘનને મન તો કાંઈ ન મળે, ચાતક ચિંતા પ્રેમ.—પ્યારા૦ ૧
થોડા જળની માછલડી તેમ, હું દુઃખી દિન રેન;
પડી વિખૂટી ઝૂરવાથી તો, મરવું લાગે એન.—પ્યારા૦ ૨
ઘઉંની સાટે સાથે સાહેબા, ખાશું ખોરી જાર;
રૂડી રીતે રમવું જમવું, એ સુખ અપરંપાર.—પ્યારા૦ ૩
મણી પ્રીતમ માથાનો તું, તું હૈયાનો હાર;
આંખનો તારો તું પ્રાણુ મારો, શું કહું હું લાચાર.—પ્યારા૦ ૪
જૂદાં રે'તાં જીવન જિવડો, તું વિના ગભરાય;
વૈભવ લાગે વીખ સરિખા, દોહ્યલા દિન ન જાય.—પ્યારા૦ ૫

છાતી સાથે ચાંપી પ્યારા, સેવિશ તારા પાય;
ધીમે રહીને વા ઢોળ્યાની, આતુરતા દિલમાંય.—પ્યારા૦ ૬
સ્વામિ સંગે સૌ સાહેલી, લે જોબનનો રંગ;
હું એકલડી ડૂબી દુઃખમાં, બાળું મારૂં અંગ.—પ્યારા૦ ૭
વિસ્તારીને વિનતિ કરવા, ચાલે નહિં મુજ વાણ;
જલ્દિ આવ એ હેતુ ટુંકો, કાન ચતુર સુજાણ.—પ્યારા૦ ૮

## ગરબી.

"રાતલડી કોની સંગે જાગ્યા"—એ રાગ.

પ્રીતમજી પ્રીતની રીત વિચારી, કીજે કયમ નારને પલવાર ન્યારી; (ટેક)
આપ્યું પાત્ર એક પવિત્ર પ્રભૂએ, છતાં શોધો બીજું કરે શું ભલું એ?
રીઝું હું નિશદિન ઈશ જૂએ એ; પ્રીતમજી૦ ૧
આપ્યું તમે વચન અગ્નિની સમીપે, હોમ્યાં તલ જવ ઘૃત ઉજવળ દીપે;
ભૂલ્યા કેમ આંખ ભરાય આ ટીપે; પ્રીતમજી૦ ૨
પતી તમે પતિત બનો એ શું સારૂં? મને એમાં લાંછન લાગે નઠારૂં;
કરો છેક આમ શું મનનું ધાર્યું; પ્રીતમજી૦ ૩
કોપે કરતાર ખરેખર તેથી, ગ્રહે નહિં કર કિંકરનો પછીથી;
પડે દુઃખ આખર થાય ફજેતી; પ્રીતમજી૦ ૪
રીઝી રહો રોજ મજે બહુ કીજે, હળી મળી પ્રીતે પ્રીતિરસ પીજે;
સફળ કરી જનમ મહા સૂખ લીજે; પ્રીતમજી૦ ૫
થાય પરનારને સંતાન જે કે, નહિં પરિવાર તે આપણો એકે;
ધરો કાન વચન વિચારી વિવેકે; પ્રીતમજી૦ ૬
જારી જોર થઈ નથી નહિં થાશે, કર્યો જેણે કંથનો ઘાત વિશ્વાસે;
સ્વામિ મ્હારા તેનિ તે કરવિ શી આશે? પ્રીતમજી૦ ૭
જાએ જર જોબન તંન મજાનું, બને વળિ કારણ ઈશ સજાનું;
માથે ભય મોતનું ટાંગ્યું બિછાનું; પ્રીતમજી૦ ૮
પતિ તમે પત્નિની પીડા વિચારી, કરો યત્ન ઉભયતણું ભયહારી;
કહું કાન વચન શું રે વારવારી? પ્રીતમજી૦ ૯

## લાવણી.

પ્રિય પ્રાણતણા આધાર, અતિ સુખકાર દિદાર તમારા;
કયમ લાગી આજે વાર, આપને પ્યારા.
બહુ થાય મને સંતાપ, આપ વીયોગે;
હું બની બ્હાવરી વિકળ, વિરહને રોગે.

ચિત ધરે અતિશય ધાર, સૂખ ન જરાયે;
ક્ષણ પણ પ્રિય દર્શન વિના, જીવ ગભરાયે.

ઝૂલ.

પ્રીતમ તું પ્રીતિ મૂળ,
નહિં થાય તેહનું મૂલ,
કોમળ ગુલાબનું ફૂલ,
પ્રભુ પ્રતાપથી અનુકૂળ;
પણ જેને તે પ્રતિકૂળ, જીગર તે ધૂળ, મહાદુખ શૂળ, નેત્ર
નીર ધારા.—હું ઝંખુંછું દિનરેન આપને પ્યારા.

ઝૂલ.

મુજ અંતર અતિશય બળે,
વિભુ વિના કોણ તે કળે,
તલપાપડ સમ મન ખરે,
લવ હ્દય ન શાન્તિ વળે;
ક્યમ જીવું અરે હું પળે, પ્રાણ લે ગળે, દિલડું ઠરે, પૂરે સહુ
મનોર્થ તો મારા.—હું ઝંખુંછું દિનરેન આપને પ્યારા. ૧

## કુલટાકલહ.

### ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાગ.

કુલટાના સ્વામીને સંકટ કેટલું,
તેનો સ્હેજ બતાવું મિત્ર ચિતારજો;
દુખીઆરો સંસાર સુખે સૂધારવા,
કરજો સુજનો તેહવિષે સુવિચારજો.—કુલટાના સ્વામીને૦ ૧
પ્રશ્ન તણો પ્રેમે ઉત્તર આપે નહિં,
કાં તો લવરી મુખથી કરે અપારજો;
આજ્ઞા શું તે લેશ વિચાર મળે નહિં,
ફુવડતણો ધુંધવતો મુખ આકારજો.—કુલટાના સ્વામીને૦ ૨
વસ્ત્ર અને આભૂષણ સુંદર આપતાં,
દેતાં વળિ સદ્દવસ્તૂ વારંવાર જો;
મન સંતોષ રૂચિર આનંદ નહિં હ્દે,
પ્રીતિ ધર્મથી રહિત શૂન્ય અવતારજો.—કુલટાના સ્વામીને૦ ૩

પતિ-સેવા અતિ પુનિત ધર્મપત્નિ તણો,
તેનો સ્વપ્નવિષે નહિ સહજજ ખ્યાલજો;
શું સહિયર સખીજનને સુખકારી હશે,
મહિયર ને સાસરીએ જે છે સાલજો.—કુલટાના સ્વામીને૦ ૪

જૂઠ ક્રોધ તો જરા જરામાં આચરે,
ક્લેશતણું તો દીસે મ્હોટું મૂળજો;
સહનશીલતા, ઉદારતા, સૌંદર્યતા,
સદ્ગુણ સુંદરતા જેને પ્રતિકૂળજો.—કુલટાના સ્વામીને૦ ૫

પ્રથમ નકાર મુખેથી ઉચરે સર્વદા,
નમ્ર મધુરતા જેની ઘણી જરૂરજો;
નિંદા કુથલી છે રૂચિકર જેને સદા,
પરઘર જાવા જેનું મન આતૂરજો.—કુલટાના સ્વામીને૦ ૬

ભાર રૂપે પૃથ્વીને છે તે ભામની,
પૂર્વ જન્મનાં ભરતાનાં બહુ પાપજો;
નિંચ પનારે જે અતિ સંકટ વેઠવું,
વગર વર્યામાં તેવો તો નહિં તાપજો.—કુલટાના સ્વામીને૦ ૭

ઘરકામો જેને મન વેઠ સમાં દિસે,
ઘરવસ્તુની નહીં સાચવણુ લેશજો;
મલિન દિસે તનમનથકી જે માનુની,
શું પોષે બાળકને, દે ઉપદેશજો.—કુલટાના સ્વામીને૦ ૮

મૈત્રી જેને મૂર્ખ અભણુ અજ્ઞાનની,
તેના મનમાં ક્યાંથી ગુણુ પ્રવેશજો?
સદ્‌વિદ્યા શીખામણુ શત્રુ જેમનાં,
ક્રોધ ક્લેશનું શૂં પૂછવું વિશેષજો.—કુલટાના સ્વામીને૦ ૯

ભરત ચિત્ર વાંચન રૂચિકર ગુણુ નારિના,
વળી મધુર સ્વર ગાવું ગીત વિશાળજો;
વિનયવડે વદવું ગંભીર સ્વભાવથી,
કોમળતા ને રાખી મન પ્રેમાળજો.—કુલટાના સ્વામીને૦ ૧૦

સદન સુઘડ આરસીસમ ઉજ્વળ રાખવું,
તે ચતુરાઈતણું તો ન મળે નામજો;
લોભ મોહ મદ ક્રોધભરેલી કામની,
ન કામની તે કશી ન આવે કામજો.—કુલટાના સ્વામીને૦ ૧૧

નારિ પ્રયોજન સુખકારક સમજે સહુ,
કંચન બદલે નિવડે આમ કથીરજો;
ધીરપણે તો ધીરા કરવી પ્રીતથી,
સુધારવા પર આપી લક્ષજ વીરજો.—કુલટાના સ્વામીને૦ ૧૨
નારીધર્મ શીખવવા ઘટે વિવેકથી,
શુદ્ધભાવ ને સદાચારથી શાંતજો;
બાળાપણથી બુદ્ધિશાળી બનાવવા,
કરવા યત્ન ન રે'વું ઘટે પછાતજો.—કુલટાના સ્વામીને૦ ૧૩
પતી અતીશય વેઠીને શ્રમ વેદના,
સાંઝે જાય સદન વિશ્રાંતિ સ્થાનજો;
ગરબડ કરી શિર પકવેછે સ્વામીતણું,
વિના અગ્નિયે દહન થાય નિદાનજો.—કુલટાના સ્વામીને૦ ૧૪
પતિનિંદાને ઘરની એબ ઉઘાડવી,
એજ જેમનો મુખ્ય છેજ ઉદ્યોગજો;
સામ દામ કે દંડ વડે સમજે નહીં,
શરમતણો લગરી ન કરે ઉપયોગજો.—કુલટાના સ્વામીને૦ ૧૫
સજ્જન દુષ્ટ પનારો પાડો ના કદી,
વિષમય વનિતાનો તે શો વિશ્વાસજો?
ઈશ્વરના ચરણે ચિત્ત ચોડી સર્વદા,
ચાહો શુભસુખ અને સુજન સહવાસજો.–કુલટાના સ્વામીને૦ ૧૬

ચાબખા.

કુલટા કંકાસે પૂરી રે, ખરેખર નર શિરપર શૂળી. (ટેક.)
મેણાં વગોણાં ગામનાં કાઢી, સંતાપે રાત દા'ડો;
લાવવાનું બહુ કામ બતાવી, માંડે મોટો ઉપાડો.—કુલટા૦ ૧
ચતુરાઇનો ચિત્તમાં નહિં છાંટો, વદે વડેરી વાતો;
વો'રા વાળું પકડી લે નાડું, મૂકે ન ખાતાં લાતો.—કુલટા૦ ૨
માત તાત ને ઘેર જોઈ જે રીતી, સાસરિયે તે માંડે;
સહુ ઊપકાર વિસારી દઈને, ઉલટાં ભાંડણુ ભાંડે.—કુલટા૦ ૩
કુવાડા જેવા કડવા બોલો, કઠોર કાળજું ફોડે;
પાડપાડોશી ત્રાહે પોકારે, લડવા તેશું દોડે.—કુલટા૦ ૪
ઉડાઉ જંનની ઉંધી બુદ્ધિ લઈ, અઘટિત બંધો બાંધે;
રૂડી રસોઈ રાંધી ન જાણે, ફાટાં ત્રુટાં ના સાંધે.—કુલટા૦ ૫

કંટાળેલો કંથ ઘેર આવે ત્યાં, સુખે સુવા ના આપે;
શેઠની શઠતા સાંખે બિચારો, શંખણીનાં વળિ પાપે.—કુલટા૦ ૬
સિદ્ધી સુરીતે બોલી ન જાણે, લાજ ને મરજાદ મૂકી;
એવી નારીથી સારા કુંવારા, કાન કડવી એ ભૂકી.—કુલટા૦ ૭

ચાબખા.

કુલટા કંકાસનો ભારો રે, એના કંથનો કયાંય ન આરો. (ટેક.)
ખમે બહુવાર માર ઘણા પણ, કુડી કુબુદ્ધિ ચલાવે;
ભંકડો તાણી ગામ ગજાવે ને, માન કે શાન ના લાવે.—કુલટા૦ ૧
ભણી 'ભૂપા' એ તે શું ઉકાળે, જડબુદ્ધિ મહા પાપી;
વૃદ્ધ વડીલની સેવા કરે શું, ઉલટા સંતાપ આપી.—કુલટા૦ ૨
રાખી જણસ ઘરમાંહિ જડે નાહિં, શોધી શોધી સહુ હારે;
જ્યારે માગે ત્યારે 'કોણ જાણે' કહી, ફૂવડ ફાંફાં મારે.—કુલટા૦ ૩
મેલી ઘેલી જાણે ભૂતણ ડાકણ, હમણાં ખાવા ધાશે;
ઘર જૂઓ તો સ્મશાન જેવું, ઉભું નાહિં રહેવાશે.—કુલટા૦ ૪
પોથી પાનાનું મૂલ ન જાણે, ફાડી તોડી દૂર ફેંકે;
કે'તાં સિધ્ધું ઉલટું લઈ ઉરે, ભૂંડણ ભાવેં ભેંકે.—કુલટા૦ ૫
થોબરો ચડેલો ઉતરે તો તો, રવિ આથમણો ઉગે;
ઘરધંધામાં જીવ મળે નહિ, કાન હરિ એને પુગે.—કુલટા૦ ૬

ચાબખા.

ભુંડી ભારજાનું દુઃખ ભારી, સુણજો સાવધ થઈ નરનારી. (ટેક.)
ભટકવાનું ભાનજ એને, પારકા ઉંબરા ભાંગે;
અંગ મરોડી દાંત કાંઢે કાં, ટાચકા ફોડી રાચે.—ભુંડી૦ ૧
વાસીકુસી લોટ દાળ સડે સહુ, જોવાની જાણે બાધા;
કીડી મંકોડી પડ્યાં ધનેડાં, કેમ તે જાએ ખાધાં.—ભુંડી૦ ૨
ગંદી પથારી માંકડ મચ્છર, વરણવતાં દુઃખ થાએ;
હરનીશ એવી હરકતથી ઠીક, રટણ હરિનું કરાએ!—ભુંડી૦ ૩
સખી પોતાની આવે ભલે ઘેર, રૂચે તેશું ગપાટા;
સ્વામીસખા જો આવે ઘરે તો, આંખે બાંધે પાટા.—ભુંડી૦ ૪
ધણી ધાગા દઇ ચીંથરે ચલાવે, નારીને હીરચીર રૂચે;
કાંત્યું વિત્યું સહુ કપાસ કરીને, શળની પેઠે ખૂંચે.—ભુંડી૦ ૫

પીયરનો તે પંથ ગમે બહુ, કંથ–સાસરીઉં સાલે;
પીયરીઆમાં મન પરોવી, ઘર ધણીનું ઘાલે.—ભુંડી૦ ૬
જમ જેવું ઘર જાણી ધણીનું, ઘડી ઘડીમાં નાશે;
'મન માળવે ચિત્ત ચાળવે' રાખી, પાછળથી પસ્તાશે.—ભુંડી૦ ૭
ઘરેણાં ગાઠાં ભાંગી ભૂકો કરે, લૂગડાં નહિં સંભાળે;
નિંદે હમેશાં નાથને નગૂણી, બાળનો હાથ ન ઝાલે.—ભુંડી૦ ૮
શૂરીપૂરી શીખામણ દેવા, ડાહ્યલી બહુ બહુ થાએ;
આપમાંતો કાંઈ રામ મળે નહિં, ઈજત જનમાં જાએ.—ભુંડી૦ ૯
વ્હેમ વટાળનો પાર મળે નહિં, ઢોંગ સોંગતો જોઈ લેવા;
ધરમનો તો ધિંગો નમુનો, કૌતક કહું હું કેવાં?—ભુંડી૦ ૧૦
ખાવું ઊંઘવું આળ શોધવાં અવરનાં, નિંદા કૂથલી ધંધો;
ધનભાગ્ય જેનાં નાર મળિ એવી, અવતાર સુધર્યો સંધો!—ભુંડી૦ ૧૧
પ્રેમભાવને ફાંસલામણી જાણી, બળ તેનાથી બાંધે;
રાત દિવસ રીશ રાખી મનમાં, સ્નેહ ન કોઈથી સાંધે.—ભુંડી૦ ૧૨
ઘરધણી ઘરમાં હોય તે ન ગમે, બ્હાર જાય એવું ચ્હાએ;
ધિઃક્ક ધિઃક્ક દૂષ્ટા દુરાચારી એ, દુનીયામાં દૂભાએ.—ભુંડી૦ ૧૩
કાશ કંકાસણીની દૂર કીજે, દીનાનાથ દયાળૂ;
દે કાન્તા તો કાન સુલક્ષણી, મમતાળૂ હેતાળૂ.—ભુંડી૦ ૧૪

## માતા તરફ પુત્રીનો પત્ર.

### હોરી—રાગ કાફી.

"ઘેર આવો પ્રાણપતિ પ્યારા."—એ રાગ.

અહો માત આનંદકારી, મને પહોંચી છે પત્રિ તમારી. (ટેક.)
નિરખી નિરખીને અધિક સુખ ભોગવ્યું, અક્ષર રૂપ વિચારી;
શબ્દની શૈલી સરસ સુખકારી તે, જાણી છબિ મેં તમારી,
કરી નથી નેત્રથી ન્યારી,—અહો માત આનંદકારી. ૧
આનંદથી અભિવંદન કરતાં, ઉપજે છે હર્ષ અપારી;
પણ મળવા મનડું તલસે છે, રહેતું નથી ધીર ધારી,
કહો તકશીર શી મારી,—અહો માત આનંદકારી. ૨
આપે લખ્યાં પ્રેમનાં જે ભરેલાં, મધુર સુવચન વિચારી;
વિયોગ દુખે વ્યાકુળ થયેલને, શીતળ નિર્મળ વારી,
મળ્યું આજ અમૃત ભારી,—અહો માત આનંદકારી. ૩

મુજ કારણે તમે કષ્ટ સહો છો, હૃદય વહાલ વધારી;
જળહિન મીન પેઠે મન મારૂં, ખિન્ન થયું દુઃખકારી,
તથાપિ મેળવશે મુરારી,—અહો માત આનંદકારી. ૪

સદ્દગુણ શીલ સ્વરૂપ તમેછો, જ્ઞાનનીધિ ગુણકારી;
નિત્ય નેહે ઉપદેશ લખીને, દાખવી છે બલિહારી,
કરૂં કેમ તે નેમ ન્યારી,—અહો માત આનંદકારી. ૫

જગતના પ્રેમને જોઈ વળી હું, પણ ગુણગણના તમારી;
થાતી નથી નક્કિ કોઈ જગોએ, શું વરણું વિસતારી,
મતિ અલ્પ મારી બિચારી,—અહો માત આનંદકારી. ૬

વાત્સલ્ય ભાવ કૃપાળુ તમારો, નીશદિન દુઃખ દે નિવારી;
શિક્ષાનાં સરસ વચન મન મોહે, જેણે કરી ઉપકારી,
થઈ તે થકી સુખકારી,—અહો માત આનંદકારી. ૭

ભ્રાતને ભાવથી અભ્યાસ કરવા, આપશો શિક્ષા સુધારી;
જેથી ખરા નરરત્ન નીવડી, યત્ન કરે સુવિચારી,
નડે નહિ વિપત નકારી,—અહો માત આનંદકારી.

બેનીને સદ્દગુણ જ્ઞાન શિખવવા, નમ્ર વિનંતી આ મારી;
અઘટિત તોય વિદિત કરવા ને, છુટ લઉંછું તમારી,
થવા આપને પ્રાણ પ્યારી,—અહો માત આનંદકારી.

દમયંતી સાવિત્રી સીતા સતીની, ધર્મવૃત્તિ ચિત્ત ધારી;
શીલ સદાચારને શણગારે, શોભે નિપૂણ નરનારી,
સદા શીખ તુજ શુભકારી,—અહો માત આનંદકારી. ૧૦

---

# પ્રકરણ ૪ થું.

## વિવિધવિષયો.

### દુષ્ટભર્ત્તારની સ્ત્રીનો વિલાપ.*

"મુજે છોડ ચલા બંઝારા"—એ રાગ.

ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા, તુજ વચન આજ અંગારા. (ટેક)

તું કંથ થઈ કર ઝાલી, બાંધી પ્રીતિ ના પાળી;
શું અવગુણ ઉચરૂં તારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૧

* "રત્નમાળા" નાટકને માટે આ અને એને લગતી પરચૂરણ કવિતા ખાસ રચી હતી, જેનો પ્રયોગ મેળા ઉપયોગ થયેલો છે.

તું પરણી બીજી નારી, વણુ વાંકે મુજને મારી;
હું રડું નેત્ર નીર ધારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૨

ખોટા શક પ્યાલી લાવી, ચરચા અઘટિત ચલાવી;
દુખી હું નિરદોષી દારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૩

તું તજે ન લાંછન તૂને, મરવું નીપજે નકિ મુને;
તોડું તું જગનિ'મ ન્યારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૪

મુજ તનુજ વિયોગ પડાવી, કપટી કથની સમજાવી;
દુરબુદ્ધિ દુખના ભારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૫

શત્રુની ગરજ તું સારે, મારે વળિ વાકય પ્રહારે;
સાંખે કયમ જુગદાધારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૬

નિર્દોષી સજ્જન મ્હારી, જે સાહ્ય કરે ઉપકારી;
તેપણ તુજને ખુબ ખારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૭

હજિ સમજ ડરી ઈશ્વરથી, શુભ મારગ લે સત્વરથી;
રડશે તુજ હેતુ બિચારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૮

તરૂ પણ મુજ દુખ સુણી કંપે, નહિં શેષ મહેશજ ઝંપે;
સુખશાન્તિ તણા ઊંધારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૯

હું પરણી તુજને પ્રીતે, કંઈ લ્હાવ ન લહ્યો સુરીતે;
શા દોષ હશે હરિ મારા,—ઓ પ્રાણપતિ પ્રિય પ્યારા૦ ૧૦

## પ્રભાત—કાહારવો.

"અબ હોને લગો પરભાત, પિયા અબ"—એ રાગ.

વસમી વેળા ટાળ, પ્રભુ આ વસમી વેળા ટાળ. (ટેક)
વિકટ વિપત્તનું વાદળ વરસે, દીન હું અબળા બાળ.—પ્રભુ આ૦
ઊગરવાનો એક ન આરો, સઘળે સળગી ઝાળ.—પ્રભુ આ૦
પાપિ પતિત વંઠેલ પતિ પણ, નાઠો જેનિ ન ભાળ.—પ્રભુ આ૦
પાળક દીનદયાળ તું જગનો, લેવિ ઘટે સંભાળ.—પ્રભુ આ૦
કાળ તણે વિકાળ મુખે હું, ફસી પડીછું હાલ.—પ્રભુ આ૦
પ્રેમાળુ મહિયર સાસરિયાં, કરશે વિરહે કાળ.—પ્રભુ આ૦
તુંને ગમે તે કર તું મ્હારૂં. હું અતિશય કંગાળ.—પ્રભુ આ૦

## લલિત.

અરર ઈશ શો કોપ આવડો, દુખવિષે ડૂબી જાય જીવડો;
નહિ નહિં મળ્યું સૂખ સ્વપ્નમાં, પતિતણું વળી નારિ વર્ગમાં. ૧
ઉરનિ આશ સૌ થઈ વિનાશ રે, કથન હું કહું કોનિ પાસ રે;
કરમની ગતી તે બન્યું બને, નહિં ઉપાય કંઈ માહરી કને. ૨
અધમ પાપિયો દુષ્ટ જાતના, સજ થઈ ઉભા જીવ કાઢવા;
વિદિત વાત શું એમને કરૂં, હરિ! હરિ! હરિ! હું હવે મરૂં! ૩
ફિકર સાસરાં માતને થશે, ખબર સાંભળી આંશુ પાડશે;
હરિ હરિ હું તો નિરૂપાય રે, શરણ તાહરે વિશ્વરાય રે. ૪

## પદ.

"લોભી જીવડો ન જાય, પાપી જીવડો ન જાય, શુંરે જીવ્યું સંસારમાં"—એ રાગ

શું સખી સંકટ વરણવું? વદતાં નાવે પાર;
કંથ કૂડાના પ્રસંગથી, બગડયો અવતાર.—શું સખી૦ ૧
વ્યસની વ્યભીચારી અને, છે જૂગારીનો યાર;
પતિના પ્રેમની નેમમાં, સમજે ન લગાર.—શું સખી૦ ૨
ઈશક આનંદ કુછંદમાં, મારે એ મસ મોજ;
હું હીણભાગી એકલી, ઝૂરીને મરૂં રોજ.—શું સખી૦ ૩
પરણે વરષ બે વહી ગયાં, થયો નથી રે સંયોગ;
સહુ સખી મ્હાલે સંસારમાં, મારા કર્મના ભોગ.—શું સખી૦ ૪
માતપિતા ઘરને જૂએ, ન જૂએ વર સાર;
બાપડી બાળકીનો એતો, બોળી દે અવતાર.—શું સખી૦ ૫
પૂર્વ જનમનાં પાપ એ, ફળ્યાં આ ભવમાંહ્ય;
દુઃખના દિવસ કાઢું કેમ રે? લાગી ચોપાસ લાહ્ય.—શું સખી૦ ૬
વિદ્યા વપૂ મૂજ વણસિયાં, જાય જોબન રેલ;
ખચિત વીધાતા વેરી થયો, મારો બગડયો ખેલ.—શું સખી૦ ૭
ધીર ધારૂં બહૂ બહૂ હુંતો, કોટિ યત્ને ન રેહ;
કૂવે પડું કે ફાંસી જઉં, બેની તે તું કેહ.—શું સખી૦ ૮

## સખી તરફનું શાન્તવન.

### માલિનીછંદ.

પ્રિયસખિ પ્રમદા તું શોક શાને કરેછે,
બનિ અતિશે અધીરી, આમ શું ઉચ્ચરેછે;

કમળ વદન ત્હારૂં, મ્લાન મૂને જણાએ,
અતિ તુજ વિપતીથી, ચિત્ત મારૂં તવાએ. ૧

ધરહર ચિતચિંતા, શીખ શું દેઉં શાણી,
અઘટિત અતિ શોકે, તનને થાય હાણી;
સરજિત હરિ કેરૂં, તે બન્યું ને બનેછે,
નવ કઈ મન ધાર્યું, એહમાં ઉપજેરે. ૨

દુખ સહુ દુર થાશે, ઈશ કેરી કૃપાથી,
ફિકર ન કર કાંઈ, થાય સિદ્ધિ ન તેથી;
સુખ દુખ સરવે ને, વેળ આવે સહેવું,
ધરિ ધિરજ હમેશાં, મનમાં તે ન લેવું. ૩

સોરઠો.

ના જર શોક જરાય, તું સમજુ શું કહું વધુ ?
શ્રી વિશ્વંભરરાય, કરશે તે સારૂં બધું. ૧

## સસરાનો સંતાપ.

ઓખાહરણનો ઢાળ—ચોપાઈ ત્રિતાળી.

સૂણી વ્હેની તમારો આક્રંદ, મને થાયછે શોક અત્યંત;
બધું બગડયું કામ તમારૂં, સારીપેઠે હું સમજુંછું વારૂ. ૧

પણ હાથ હવે ન ઉપાય, વૃથા શોકથી દીલ સુકાય;
બન્યું તે ન બન્યુ ન થવાનું, પડયું જનમોજનમનું પાનું. ૨

હવે રાખવી આપણે ધીર, કરીને દીલડું ગંભીર;
એબ ઉઘાડે લજ્જા જાએ, એમાં આપણા ટક્કા ગણાએ. ૩

વહુ પિયર સુખેથી પધારો, તમ તાતનું તેડું સ્વિકારો;
પછી સરવે સારાં વાનાં થાશે, દુઃખના દોહેલા દિન જાશે. ૪

## વનિતાની વિનંતી.

ગરબી.

ઢાલ.—ઓધવજીના સંદેશાનો.

પિયર પંથ સસરાજી હું કેમ સંચરૂં,
શું દેખાડું મારૂં એવું મૂખજો;
ધણીએ કાઢી મૂકી વંઢી કો કહે,
કો કહે આપ્યું નહિં હોય કંઈ સૂખજો.—પિયર પંથ૦ ૧

અઘટિત એવાં મેણાં મારે ન્હેવાં,
નીચ લોકના ઉંચા ન્હોય વિચારજો;
અંહિથી તજી જઈને પણ દુખમાં દાઝવું,
મરવું તેથી ભાસે મુજને સારજો.—પિયર પંથ૦ ૨

સીતાજીના મહિનાનો ઢાળ.

(સસરા)—વહુ અધિક એ દુખના વિચાર, તમે સહુ પરહરો;
રહી માત પિતા કેરી પાસ, થોડા દીન વીસરો. ૧
યોજું છઉં હું સહુ ઊપાય. તમારા સૂખના;
માટે પિયર પધારી આપ, વીસારો વીટંબણા. ૨
આવ્યું માણસ પાછું ન જાય, ખોટું લાગે આપણે;
મર લોક લવે લવલેશ, દીલે લો શા કારણે. ૩

## દમ્પતિનું કટાક્ષકથન.

દોહરા.

(કંથ)—લીલી પીળી સોગઠી, શ્યામા તારી સાર;
અધીર નારિ સ્વભાવનું, સ્વરૂપ એ નિરધાર. ૧
(કામિની)—પ્રીતમ પ્રીતી મૂળ તે, લીલા પીળા રંગ;
એક રંગ ને એક મન, મળે ન રંગ તરંગ. ૨
(કંથ)—કાળી રાતી કામીની, કંઈક કરે દેખાવ;
દેખું પણ સાંખી રહું, નરનો ધરી સ્વભાવ. ૩
(કામિની)—પ્રીતમ પાસા ઢાળિને, મન માન્યા લો દાવ;
પ્રેમપાશ બંધાય છે, ભ્રમર કમળ સહિ ધાવ. ૪
(કંથ)—ખોય પ્રેમમાં પ્રાણ પણ, મૂકે નહિં પ્રિયપ્રાણ;
એવી પ્રીતી ફાંકડી, જાણે કોઈ સુજાણ. ૫
(કામિની)—ધિઃક પ્રીત ને રીત તે, જે ઉપજાવે દુઃખ;
તે પ્રીતીવણ પાલવે, સ્વામી સાતે સૂખ. ૬
(કંથ)—દાવેં સોગઠિ મારિયે, વિચારિ કરિયે કામ;
અંચે માચે અમર તે, છે રક્ષક શ્રીરામ. ૭
(કામિની)—જુગલ જોડ દમ્પતિ સદા, અદકો લે આનંદ;
સતશત્રૂ શિર હોય પણ, લેશ નડે નહિં ફંદ. ૮
(કંથ)—છૂટે કે તૂટે કદી, તો તો પામે નાશ;
સંગતિનું કારણ સદા, કેમ ન કરિયે ક્યાસ? ૯

(કામિની)—અપયશ જાર જુગારમાં, જૂઠ સાચ ને વેર;
રમે બાજિ જે તે તણી, થાએ અકરાકેર. ૧૦
(કંથ)—મુજ પાસા પોબાર આ, નારી હારી તુંજ;
કપટ ચપટ થાએ સદા, ભલેં કરૂં તું ગુંજ. ૧૧
(કામિની)—જીત જગતમાં જૂઠની, સાચું તેજ ગણાય;
ખરેખરા કળિકાળનો, એજ આજ છે ન્યાય. ૧૨
(કંથ)—આળ ન એવું મૂકીયે, ચતુરાં થઇ ચતૂર;
હારે તે સ્હેવે સદા, જગનો નિયમ જરૂર. ૧૩
(કામિની)—જુઓ જુઓ થઈ માહરી, આ વેળા ફતેહ;
આધિન થઇ સેવા કરો, નાથ બતાવી નેહ. ૧૪
હાર જીતનો એમ તો, રે'શે નહિં સુમાર;
પ્રીતમ પેલી વાતનો, કરો કાંઈ નિસ્તાર. ૧૫

## દુષ્ટસ્ત્રીથી સંકટમાં સપડાયેલા સ્વામીનો ઉદ્દગાર.

### કટાવ.

છે નારી બહુ દુખકારી, જાશો એનાથી હારી, થાવાની બહુ ખુવારી, મન રાખો માટે વારી, શિક્ષા અંતરમાં ધારી; ધારી, પ્રીતમ પ્યારી, પ્રીતડી ભારી, કરો ન જારી, મનડું મારી.—

દુષ્ટ પ્રીતથી, દૂર રહીને, આ સંસારે, વિષય જાળમાં, કદી પડો નહિં, ખત્તા ખાશો, બહુ પસ્તાશો, હારી જાશો, થાશો દાસો, જશે ભરૂંસો, બને તમાશો, તેહ તપાસો, નારિ જાતથી, જેમ ફસાયો, ખરેખાત હું, નારી નાઠી, પ્રીતડી સાઠી, મારી માઠી, દશા થઈને, આમ રખડવું, વન વગડામાં, નાત જાતથી, રીતભાતથી, દેશકાળથી, દૂર રહીને, તન ધનનું સહુ સૂખ ગુમાવી, અન ધન ને પ્રિય જનથી દૂરે, થઈ રખડવું, ચોર બનીને, વળી ફસાયો, રંગ મૂકીને, પડયો તુરંગે, બીડું ઝડપ્યું, ચોર પકડવા, મુદ્દામાં મુદ્દામ મળે નહિં, ચોર નામતો, કહો કરૂં શું, સ્ત્રીથી ઠગાયો, થયો દુ:ખિયો, લવ નવ સુખિયો, એનિ શોધમાં, આમ તેમ બહુ, ગામ ગામ ને, ઠામ ફર્યો હું, નારિ જાતને માથે લ્યાનત, ખરેખાત એ બદધાનતની, મારો સહુ વિશ્વાસ તજીને, મૂકી ચાલી, રાંડ નમાલી, આગળથી થાતી બહુ વ્હાલી, રાખિ પેટમાં મોટી પાળી, મારૂં ઝાલી, હાથ ચડે તો, ઠાર કરીને, મન હરખાઉં, ગીતો ગાઉં, સુખીઓ થાઉં, મનગમતાં મિષ્ટાનો ખાંઉં, તેહ વિના તો આમ દુ:ખી હું, ચોર મળ્યા નહિં, રાજા મુજને, ઠાર મારશે, લૂટી લેશે, જાૂઠો કહેશે, બેડિ ઘાલશે, તર્ફડાવશે, ઉંધે માથે. વળી ઉચકશે, વિપત્તનું વાદળ ચ્હડી આવ્યું, કહો જઈ ક્યાં, કોના પાસે,

દુખડાં રોઉં, ભવની આ સહુ, ભાવઠ ખોઉં, નશિબ સામું લગાડી ધોઉં, સારા દિનની વાટડી જોઉં, ગઈ ગુજરી વીસારીને, વાત બધી કહું વિસ્તારીને, નીંચ નારિના સ્વભાવ કેરી, નારી નહિ એ નાગણ ઝેરી, કરશે સહુ આલમને ઠેરી, દુખડાંના ડુંગરમાં ઘેરી, મેરી નહિ એ, મેહેર વગરની, આદાથી નો સાદા સારા, કાંઈ પીડા નહિ, સૂખે સુઈ સલામત ઉઠવું, કશી વાત પંચાત મળે નહિ, નારિ જાતને, ઘણું ભણાવે, બહુ છકાવે, મોંય ચઢાવે, લાડ લડાવે, છૂટ આપીને બહુ રખડાવે, તેનું આ પરિણામ થાયછે, ખરો નમૂનો, બન્યો ભાઈ હું, સત્યાનાશની પાટિ થઈછે, ચેતો ચેતો, માટે મિત્રો, રાખો નારીને અંકુશમાં, વાજબી રીતે, છૂટો આપો, બંધન કાપો, પડે ન શાપો, રૂડા ધારા, એજ સુધારા, દારા સાપ તણા છે ભારા, બહુ સંભાળી, કામ લઈને, રાખો લાજ તમારી—છે નારી બહુ દુઃખકારી૦

સાખી—મરાઠી ચાલની.

પ્રીતડિ તારી જુઠડિ નારી, ભારિ કરી તેં ઘાત;
પ્રેમ જગાડી આગ લગાડી, અતી કર્યો ઉત્પાત;
ન્હોતું જાણ્યું થાશે આવું, તુંથી વિપરીત કામ;
હતી તાહરી સારી આશા, શું તેનું આ પરિણામ. ૧
શક્તિ પ્રમાણે કીધી ભક્તી, આપી શિક્ષા સાર;
શાસ્ત્ર તણો ઉદ્દેશ બતાવ્યો, યથામતિ અનુસાર;
તન ધનનું સુખ લેશ ન જોયું, મેં તારા સુખ માટે;
શું તેના સાટાંમાં મૂજને, બાળે આમ ઉચાટે. ૨
ઈશ્વર સાક્ષી આપણા મનનો, લેશ ન પેટે પાપ;
શુદ્ધ પ્રીતિ નિતિ જાહર જગમાં, શું તેની આ છાપ ?
હું તારા રૂપે અંજાયો, પરવશ પ્રીતિ-પાશ;
શું તેનો તું ઘાતકિ રીતે, દે બદલો કરિ નાશ. ૩
પૂજ્ય સગાંથી અધિક ગણી મેં, દિલ પૂરે તુજ સાખ;
ખાલી બ્હાનાં બહુ બતલાવે, જાણું તે અભિલાખ;
તારિ કૃતિનો સર્વ અનૂભવ, છે મુજ દીલ ભરેલો;
ખોલું શું પડદો એ ઊરનો, નથી નથી હું ઘેલો. ૪
તારે છાજતું તેં કીધું જે, કંઈ ન મને દરકાર;
સ્નેહનો અંતર ધર્મ વિચારી, ચિત્ત ચળે પળવાર;
આપ વખાણુ લખે શરમાઉં, કર તું કાંઈ વિચાર;
નીતિ રીતિ આપણુનીમાં તું, ખોડ બતાવ લગાર. ૫

પ્રેમ મરણનું પ્રૌઢું દુઃખ તે, દર્દીને દીલ સાલે;
તું પણ દરદી એમજ હોશે, છે મુજને એ ખ્યાલે;
થોડી લખી આ સાખી દુખની, દીલડું મારૂં વાળું;
ધન્ય પ્રભુ ગતિ પ્રેમની એવી, કાં ન કૃપાળુ પાળું ? ૬.

## દુઃખી નરની ઉદાસિનતા.

### હોરી—રાગ કાફી.

"ઘેર આવો વસંત વિલાસી, વિલાસી."—એ રાગ.

દીલ દીસે અરે શું ઉદાસી, ફિકરની લાગી રહી ગળે ફાંસી. (ટેક)
કાન્તાવિયોગનો એક કલહ ને, દેશથી થાવું પ્રવાસી;
નીર વિના મીન જીવ તેવો ખીન, નિશદિન દીન નિરાશી;
રાશી પણ થઈ ગઈ *રાશી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૧
તન ન સુધાર્યું ધન ન મળ્યું કંઈ, વિદ્યાની વાત વિમાસી;
સગાં સંબંધી ધનનાંજ યારો, કાકા મામા મામી માસી;
વખાણી કરે વાત ખાસી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૨
ઉદરભરણની ઉરમાં વિમાસણ, કારણ બહુ નાસિપાસી;
શાબાશી તો ગઈ દૂર નાસિને, બદનામી મૂખ વિમાસી;
છાઈ રહી છે બાર માસી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૩
સાચાં સુખકર દુઃખ ખમે બહૂ, મૂરખ માણે મજા શી ?
ફંદી ફીતૂરી તો ફાવી જાય ને, મ્હોટા મનાય મિજાશી;
રહ્યું પૂર એનું પ્રકાશી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૪
વેદિયામાં ખપે ભેદ ભણેલા, વિદ્યાના રૂડા વિલાસી;
લાસી લાસી કરે વાત તે સાલસ, શઠ શેઠ એવા સુવાસી;
હાથે કરી મેળવે હાંસી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૫
દિલ દિલગીર ન થવું લવલેશે, પણ તજવું ન ઉપાસી;
રાખી ભરૂંસો વિશ્વંભરનો, ટેક ન ચૂકિયે ત્રાસી;
કાન એજ તીરથ કાશી.— દીલ દીસે અરે શું ઉદાસી૦ ૬.

## પ્રેમપાશ.

### ગીતિ.

સ્વર્ગ સરીખું સુખડું, પદ્મિની કેરા પ્રતાપથીજ મળે;
હસતાં રમતાં જમતાં, ગમતે ભમતાં કહોજ કોણ કળે ? ૧

* નઠારી.

"દીલદારી કીની રે"—એ રાગ.

મુજ મનડું મોહ્યું રે—દીલ હરખાવી, મન લલચાવી,
અધર મધુર રસ સરસ પાઈ પી, કાળજું કોર્યું રે.—મુજ મનડું૦
અંગ ભૂષણુથી રસિક રસિક તેં,
રંગ મચાવી તાલ લગાવી,
કરી શુભ યારી પ્યારી વીસરે ન તે વીસારી, ભારી દીલદારી,
કરી ચીતડું ચોર્યું રે.— મુજ મનડું૦

## વિરહિણી માતાનો આક્રંદ.*

### ૫૬.

"કુંવરી કુંવર મારાં લાડકાં"—એ રાગ.

લાડકવાયા સુલક્ષણા, મારા પુત્ર પાવંન;
તારા વિયોગે વ્યથા થતાં, મારૂં તલશે છે મંન.—લાડકવાયા૦
તાતનું દુષ્ટ સહાસ ને, વળી માતા વીયોગ;
સાલશે દિલમાં તૂજને, આહા! કેવો સંજોગ?—લાડકવાયા૦
આળ આવ્યું તૂજ ઉપરે, થયો દેશથી દૂર;
હા શિવ! હા પ્રભુ! હા હરિ! હુંછું તારી હજૂર.—લાડકવાયા૦
વિકટ સંકટનાં કટક બધાં, કેમ વેઠીશ બાળ;
વાઘ વરૂ રીંછ વાંદરાં, વનમાં વિકરાળ.—લાડકવાયા૦
સુખની સય્યા વનમાં નથી, નથી છત્ર પલંગ;
પાથરી અંગને પોઢવું, એવી વેળા છે તંગ.—લાડકવાયા૦
ભાવતાં ભોજન ત્યાં નથી, નથી સુજન સમાજ;
રાજ રતી પૂર ત્યાં નથી, કેમ રેહેવાની લાજ.—લાડકવાયા૦
છેવટ પણ નથી મૂજને, થાતો તારો મેલાપ;
ધિક ધિક ચિત્તની ટેકને, ચાહે પાડવા છાપ.—લાડકવાયા૦
સુજ્ઞ સુશીલ તું છું બહુ, એજ મુજને સંતોષ;
ઈશ્વર સાહ્ય થઈ તુંને, કાપશે દુઃખ દોષ.—લાડકવાયા૦
સૂખી સંતોષી સદા થજે, ઈશ પૂરશે આશ;
માતા વિયોગ વિસારીને, ભજજે અવિનાશ.—લાડકવાયા૦

---

* રા. રા. આનંદજી વહાલજીકૃત "લક્ષ્મણોદય" માટે આ અને એને લગતી કવિતા રચી હતી જે તેમણે અતિ આનંદ સાથ સ્વિકારી છે.

### લલિતછંદ.

સુશિલપુત્ર ઓ! વિજય લક્ષણા, દુર તું મુજથી એ વિટંબણા;
વિકટ મારગો કેમ કાપશે, વિરહવેદના દુ:ખ આપશે. ૧
પિયર માહરાં પૂછશે મને, નગરમાં ગયાં ચાલશે અને;
તુજવિયોગથી ના જિવી શકું, પલકમાત્રએ ના હવે ટકું. ૨
કરમની ગતી કારમી અતી, નવ ફરી શકે કોઈથી રતી;
ઝુરિ ઝુરી તુંરે દર્દ પામશે, વદન માતનું ક્યાં નિહાળશે? ૩
દિન ઉગે થશે દેશ વર્જવા, હુકમ તું સહે કેમ બન્ધુવા?
હ્રદય માહરૂં ફાટિ જાય રે, તનુજ તુંવિના નીરૂપાય રે. ૪
પરમ ઈશ્વરા વિશ્વના ધણી, મદદ આપજે માગણી સુણી;
અધિક શું લવું દુ:ખમાં પડી, અધમ પાપિણી દોષમાં સડી. ૫
સકળવ્યાપિ તું હે વિશંભરા! સબળ શાન્તિ દે જ્ઞાનસાગરા;
તનય મૂજ તે તૂજ આશરે, ફિકર જેનિ છે મૂજને ખરે. ૬
શરણુ તાહરે તાત હું હવે, વિપત તાપથી આંધળી થવે;
કર સહાય હે વિશ્વરાય રે, ભવસમુદ્રથી તો તરાય રે. ૭

### ઉત્તમ ગ્રંથ.

#### પદ.

"જગતના નાથા પરબ્રહ્મ દેવા"—એ રાગ.

ઉત્તમ ગ્રંથ તો તેજ ગણાયે, અસર કરે ઊર ભાવે ભણાયે;—ઉત્તમ૦
ભાષા રસીક સુભેદ ભરેલી, સ્હેલી છતાં પણ કંઈ ન છકેલી;—ઉત્તમ૦
દોષ દુરાચાર દૂર કરીને, દે સૂખ સંપત્તિ દીલ હરીને;—ઉત્તમ૦
વસ્તૂ વિચારતણી નહિં ખામી, ચિત્ર આબાદ ખરેખર નામી;—ઉત્તમ૦
રસ ઊપજાવી હસાવે રડાવે, સંસારનું શુદ્ધ ભાન કરાવે;—ઉત્તમ૦
રસિક સુઘડ સન્મિત્ર પ્રમાણે, રોજ આપે મોજ ટાણે કટાણે;—ઉત્તમ૦
મંદ મનોવૃત્તિ ઝટ દે જગાડી, તીવ્રને શાન્ત કરી દે હુબાડી;—ઉત્તમ૦
એક સુપુત્ર પિતા નામ રાખે, કપુત સો કરતાં બહુ યશ દાખે;—ઉત્તમ૦
એક સુપુસ્તક છે યશદાઈ, સો ગ્રંથ દોષ ભરેલથી ભાઈ;—ઉત્તમ૦
ધનધન તે ગ્રંથને ગુંથનારા, અમર નામ જે મૂકી જનારા;—ઉત્તમ૦
લાખો લખાયા નથી જેનું લેખું, જનપ્રિય જવલ્લે તેમાંહિ દેખું;—ઉત્તમ૦
રત્ન મળે નહિં કંઈ ઠામ ઠામે, પથ્થર યત્ન કર્યા વણ પામે;—ઉત્તમ૦
આશ્રય એવા સુગ્રંથને આપે, પ્રગટ સુપથ તે પ્રેમે કરી થાપે;—ઉત્તમ૦
શું મહીમા હું વખાણું તેનો, કાન લહી સંગ રંગ મજેનો;—ઉત્તમ૦

## માણેકઠારી પુનેમ.

### પદ.

"વાદળ ફાટવા માંડયું હવે છે."—એ રાગ.

માણેક રૂપે તું માણેકઠારી, સરસ સરદ ચાંદની સૂખકારી;—માણેક૦
ખાએ પવા દૂધ બેસી અગાશી, શાણાં મળી નરનાર મજા શી?—માણેક૦
મોતી ધરે માછલી આજ છીપે, નારિ ધરે રંગ સ્વામિ સમીપે;—માણેક૦
રૂપેરી રાત્રી તે દીસે રૂપાળી, ગૌરવરણુ મનહરણુ રસાળી;—માણેક૦
ખીલેલ ચંદ્ર પ્રકાશનો ગોળો, અમૃતની રેડે આંખમાં છોળો;—માણેક૦
કૃષ્ણકથા કરે શુભ રાસધારી, મચાવિ મોરલીની ધૂન ન્યારી;—માણેક૦
વ્રજ દેશ વેષ બહુ બહુ ભાવે, કાન રાધાસંગ રંગ મચાવે;—માણેક૦
ઈશ્વર દે દર્શન ચાંદનીમાં, ગાય શું કાન કહો તે મહીમા;—માણેક૦
વિરહીને લાગે વિષમ વિષ જેવી, દુખકારી રાત કથાય ન તેવી?—માણેક૦

## રીપનપર્વ.

### દોહરા.

રૂડાં રીપનપર્વની, થઈ ખુશાલી થોક;
સૂરત અમદાવાદ ને, ચારૂ મુંબઈ ચોક. ૧
અઢારમી મેને દિને, પાળ્યું રીપનપર્વ;
અર્પ્યો જે દિન ઓપતો, રૂડો પ્રજાઈ ગર્વ. ૨
ધન ધન રિપન પ્રતાપી તું, ધન ધન તારાં કામ;
રૂડાં તારાં નામથી, હરખે લોક તમામ. ૩
રાજ્યહક્ક શુભ સોંપવા, રાખી રૂડી નેમ;
તે રીપન–રાજેંદ્રની, નેક દીલની રે'મ. ૪
સંભારી સંભારિ સહુ, આભારી નરનાર;
એક અવાજે ઊચરે, તારો જયજયકાર. ૫
ગુણવંતી ગુજરાત ને, વળિ બીજાં બહુ ગામ;
રિપનપર્વ શુભપ્રીતથી, પાળ્યું ઠામોઠામ. ૬.
કર્યાં રૂડા મેળાવડા, રચના રંગનિ સાથ;
ભાષણ કવિતા ભાખિને, કીધું યાદ સ્વરાજ. ૭
દાતરડું પણ દીલથી, ગાય રિપન ગુણગીત;
રિપનજયંતી-પર્વની, રાખી રૂડી રીત. ૮

## મધ્યએશિયામાં લડાઇદિવીનો ઢુંઢેરો.

### રોળાવૃત્ત.

ફૂટ અરે ઝટ તોપ, રોપ મારીને તારો;
કહાં ગયો તુજ કોપ, ઓપતો મોટો મારો ? ૧
ગડગડાટ નીશાન, ઘૂમતાં દીસે રણમાં;
કાઢે કાયર પ્રાણ, ઘાણ જે શૂરાપણમાં. ૨
રસેં ભરી સમશેર, વેર લે વિસ્તારીને;
કરતી ના કંઈ દેર, ઝેર જુસ્સો ધારીને. ૩
ઝટપટ પી રૂધીર, વીર મુકી દઈ વાતો;
આવે આંખે નીર, શીરપર વાગે લાતો. ૪
રણશિંગાંની બૂમ, વાગતી જોરે ધું ધું;
થાયે કાયર ગૂમ, બકે છે રે તે હું હું ! ૫
વહે રૂધિરની નદી, તડોતડ ઉડે માથાં;
વાગે ખપ્પર ખડગ, અડગ જન થાએ તાતાં. ૬
ફરસી બરછી બાણ, ઢાલની ધમાલ ભારી;
ઝુંઝે નરો સુજાણ, ખરો યશ લેવા ધારી. ૭
હય અતિશય હણહણે, કેશરી પાડે ત્રાડુ;
કરે કરી ગર્જના, વાઘ મોટા જનફાડુ. ૮
બખ્તર ને બૂરખા, સાજ સંગ્રામ સજીને;
ઊઠો મુજ સેવકો, પ્રીયની પ્રીતિ તજીને. ૯
જલદી આગળ પડો, શત્રુને મારિ હઠાવો;
ધરી કંઠ જયમાળ, કરોજી જશપર દાવો. ૧૦
બિકણ નરો બાયલા, ભરાઈ રહેતા ઘરમાં;
દેખી જ્યમ માંઝાર, મૂષકો નાસે દરમાં. ૧૧
નરજાતિનું નૂર, શૂરવણ તે લજવાવે;
વિના પૂછ મુખ મૂછ, તુચ્છ પશુને શરમાવે. ૧૨
ચેત ઇંડિયા તરત, ઉઠો અંગ્રેજો ઝટપટ;
ગાફલ ન રહો જરા, જરામાં થાશે ખટપટ. ૧૩
સટપટ શુદ્ધિ ધરી, બુદ્ધિનું બળ અજમાવી;
નફટપણું પરહરી, રિપૂ મારો લજવાવી. ૧૪
ઝુંઝું જગરણવિષે, દાંતકાઢુ દાતરડું;
રમત ગમતથી જ્ઞાન, આપિ હસું હસાવું રડું ! ૧૫

## સમસ્યા પૂર્તિ.

"ગતિ વિભુની વિચિત્ર, જાણી શકિયે ન કાંઈ,
જૂઓ કદળીને આંબ, આંબે કેળું આવિયું."

મનહર.*

કેવડો ગુલાબ વૃક્ષ, કોમળને કાંટા કર્યા,
કરેણનું ફીરણ સુગંધ વણ તે કર્યું;
કસ્તુરી સુવાસે ભરી, પ્રભુએ તે કાળી કરી,
મોતિ મણિ રત્ન તે સુવાસિ ન સ્રજાવિયું;
મચ્છમાંથી મોતી, મધ માંખીથી, કીડાથી હીર.
વડે ટેટા, વેલે કોળું, કેવું લટકાવિયું ?
"ગતિ વિભુની વિચિત્ર, જાણિ શકિયે ન કાંઈ,
જૂઓ કદળીને આંબ, આબે કેળું આવિયું."

( ૨ )

"લાજ નહિ તેને રાજજ મોટું."

સવૈયો.†

ધર્મ વિવેકતણું નહિ ધ્યાન, ખરાબ ગુમાન ધરે ખળ ખોટું,
ખોટું દિસે દીલ નહિંજ નિખાલસ, સાલસ સાલ ગણે અતિ છોટું;
ચોરિ લબાડિ હરામ કુરીતમાં, ચિત્ત નિરંતર છે દૃઢ ચોટું,
કાજ કહી કહી વાજ વળો પણ, લાજ નહિં તેને રાજજ મોટું. ૧

## પરચૂરણ ગીતિ.

### પ્રતિકૂળતા.

પરિમળ અનળ જણાએ, કમળ શિતળ પણ કરે વિકળ ભારે;
અમૃત વિષસમ લાગે, વિષમ કાળ ને વિધિ વામ જ્યારે. ૧

### દુર્બળ લતા.

વેલિ નમેલી પેલી, ખરે સુરેખા વૃદ્ધિ નહિં પામી;
વાડ વિયોગે ઘેલી, નમિ ભૂમિ ભેળિ નિજ મદ દે વામી. ૧
પ્રથમ હતી અલબેલી, છેક છકેલી ભરેલિ નિજ ભારે;
ગુમાવિ પણ સાહેલી, થઈ મુશકેલી, અકેલી આવારે. ૨

* "વિજ્ઞાનવિલાસ"માં આવેલી.
† એક મિત્રે મોકલેલી.

### મિત્રપ્રતિ પત્ર.

મિત્ર હું અપરાધી છું, આજ લગી જે નથી લખ્યો પત્ર;
તે ચિતની વ્યાકૂળતા, શાન્ત થવા આ લખું પત્ર તત્ર. ૧
વગર મળે મન મળિઉ, જે ઇશ્વરની અપાર કરુણાથી;
તે અતિ વૃદ્ધિ પામે, સત્ય સમાગમ થયે વળી આથી. ૨
વચનામૃત તમકેરૂં, પત્રદ્વારથી કરી પાન કાન;
હરખિ હરખિ હરઘડિયે, માનું મનથી અપાર અહેશાન. ૩

### ઇષ્ટમિત્ર.

સાધન જગમાં સૂખનાં, અનેક પણુ મિત્રરત્ન વિણુ વૃથા;
યથાબુદ્ધિથી ધારો, એક પરમ ઈષ્ટમિત્ર તો સુખદા. ૧

### સુહૃદયતા.

ચહી અંતરથી સારૂં, બાહ્ય પ્રકાશક કરી વળી સારૂં;
ઉચરવું મુખથી સારૂં, પ્યારૂં સહુને જણાય તે વારૂં. ૧
સત્ય અને પ્રિય વદવું, વસવું શુભમાં રૂડુ શ્રવણુ કરવું;
શુભ મારગે વિચરવુ, શુભ ઉર ધરવું સુકૃત્ય આચરવું. ૨

### અમર.

અંમર અંમર થાજે, કમર કસીને ખચીત ભવ રણુમાં;
મધુર નમ્રતા તારી, અમૃતથી પણુ મિષ્ટ અધિક ગુણુમાં. ૧

### સંગીત પુષ્પો.

કોમળ કુસુમ લતામાં, લેવા પરિમળ ભમે ભ્રમર ભોગી;
સમ જન મન રંજન કર, સંગીત પૂષ્પો અપાર ઉપયોગી. ૧

## પરમપદબોધિની.

### ઝુલણા.

છળ કપટ ક્રોધને દૂર કરી મૂળથી, શૂળ અજ્ઞાન વિડારનારી;
ભક્તિ દૃઢ જ્ઞાન વૈરાગ્ય મહાભાગ્યને, ઉદય કરી અતુલ સુખ આપનારી;
યોગ ક્રિયા અને સ્વરૂપ પરમેશનું-નિત્ય વિશેષ દરશાવનારી,
'પરમપદબોધિની' વિમળમળશોધિની, સાંપડિ પોથિ સુખકારી સારી.૧

## પ્રેમપત્રિકા.

### દોહિ.

સુજ્ઞ શાન્તવૃત્તિ સુશિલ શીવલાલ, ધન્ય ધનેશ્વર તનૂજ ધી વિશાળ;
વસો વાસ ભુજપતી સમીપ ખાસ, ભોજ કાળિદાસ તૂલ્ય લો વિલાસ. ૧

મહત્ સ્થળે છતાં મદતણું ન નામ, ધન્ય પાત્રતા તમારિને પ્રણામ;
રસિક કવિ જ્ઞાની ચતુર ચિત્ત સોહે, સરલ નમ્ર પ્રેમભાવ મંનમોહે. ૨
ગર્વરહિત આપનો અપૂર્વ પ્રેમ, વર્ણિ શકે અલ્પમતિ કાન કેમ ?
લવી લવ નિમિષ આમ મંન વાળું, પ્રેમ પાળિને નિભાવશો કૃપાળુ. ૩
કહ્યું કાર્ય થશે ઈશની કૃપાથી, કરિશ યત્ન તેહ યોગ્ય હું ત્વરાથી;
તમો તેવિષે નચિંત ચિત્ત રે'શો, મૂજ યોગ્ય હોય તે હમેશ કે'શો. ૪
ગ્રંથ પંથવિષે સુણી સુભ્ર વેણ, થયો હર્ષનો પ્રકર્ષ સૂખદેણ;
પુનઃ પત્રદ્વાર લખો વર્તમાન, કાન શિવપદે સદૈવ એ પ્રણામ. ૫

દોહરો.

મણિ રૂકમણી સ્વહસ્તનો, વાંચિ પત્ર સુખકાર;
થયો જેહ આનંદ તે, લખ્યો ન જાય લગાર. ૧
સ્નેહીને સંભારતાં, હર્ષ-શોક ઉભરાય;
આતુરતા મનમાં વધે, ના લખાય વર્ણાય. ૨
જે સંયોગે સુખ મળે, તેનું થાવા ભાન;
વિયોગ એક અનૂભવી, અગત્ય મોટી માન. ૩

માલિનીછંદ.

પ્રિય પ્રિય પ્રિય તારી, પ્રેમની પત્રિકા જે;
અધિક અધિક હોંશે, પામિયો તેહ આજે;
નિરખિ નિરખિ નેહેં, વાંચતાં વ્હાલ આણી;
તુજ અપુરવ પ્રીતી, યાદ આવેછ શાણી. ૧
મધુર રસ ભરેલાં, વાક્ય તારાં ઠરેલાં;
મુજ હૃદય વસેલાં, પ્રેમમાં છેક ઘેલાં;
સ્તુતિ અધિક કરૂં શું, ગૂણ તારા શું ગાઉં;
છબિ તુજ મુજ દૃષ્ટે, જે તરે તેજ ન્હાઉં. ૨

## સદ્બોધ.

શાર્દૂલવિક્રીડિત.

શું સદ્બોધ કર્યાથિ કેવળ બને, દેશોન્નતી આપણી,
શું અંગ્રેજ સમાન વેષ ધરતાં, મ્હોટાઈ થાએ ઘણી;
શું લોપ્યાથકિ ધર્મને નિજતણું, કલ્યાણ પામે જનો,
મર્યાદા તજવાથિ સજ્જનતણી, છે લાભ શું સંપનો ? ૧

---

# પ્રકરણ ૫ મું.

## નામાંકિત નરનારીઓ.

### પંડિતશ્રી ગટ્ટુલાલજી.

ગરબો.

"મ્હોલે પધારો મહારાજ, માણીગર મ્હોલે પધારો"—એ રાગ.

આનંદ થાએ અપાર, મને આજ આનંદ થાએ;
ઘનશ્યામ તનુજ આભાર, નહિં મનથી વિસરાએ. (ટેક)
પંડિત ગટ્ટુલાલજી, નામ નથીજ અજાણુ;
વિદ્દજ્જન કૈરવતણા, જાણે ઉગ્યા ભલા એ ભાણુ.—મને આજ૦
પ્યારા પુરૂષોત્તમ અને, પ્યારો ધર્માચાર;
પ્યારાં સારાં પુસ્તકો, જેને અંતરથી નિરધાર.—મને આજ૦
નમ્રપણું ને ન્યાય વળિ, નવધા ભક્તિ નિત્ય;
નિત્યનિરંતર છે દયા, જેના નિર્મળ મનમાં ખચીત.—મને આજ૦
લાલચ તૃષ્ણા ના મળે, જેને મન લવલેશ;
ભક્તિવિષે શુભભાવ ને, વિદ્યા વ્યસન દિસેછે વિશેષ.—મને આજ૦
મેલી માન મમત્વને, મારી મનોવિકાર;
શુદ્ધધર્મ આચારના, જેણે સરસ ધર્યાં શણગાર.—મને આજ૦
પ્રસન્ન મન છે જેમનું, કરવા પરોપકાર;
નિજસ્વારથની ના મળે, જેને હૃદયવિષે દરકાર.—મને આજ૦
ગુંથી ગ્રંથો જ્ઞાનના, વળિ આપી સદ્બોધ;
માર્ગ બતાવે મોક્ષનો. કરી ધર્મશાસ્ત્રનો શોધ.—મને આજ૦
ભાગે મનની ભ્રાંતિ જે, દઈ વિધવિધ દૃષ્ટાંત;
ખંત અને આગ્રહ વડે. સમજાવે ખરો સિદ્ધાંત.—મને આજ૦
ધર્મગુરૂ વિદ્યાગુરૂ, જેવા વ્યાસ વસિષ્ઠ;
પારાશર ને મનુ થયા, એવા આજ સમે એ ઈષ્ટ.—મને આજ૦
સુણો બોધ સહુ એમનો, રાખી રૂડો ભાવ;
પ્રજ્ઞાચક્ષૂ જે છતાં, એનો પસર્યો જગતમાં પ્રભાવ.—મને આજ૦
સાવધાન રહી જે કરે, વળિ વિધવિધ અવધાન;
શીઘ્ર કવીશ્વર જે થઈ, પામ્યા માન જનોમાં મહાન.—મને આજ૦

સ્પર્શ થકી પણ ઓળખે, અનેક જે આકાર;
શક્તિ છતાંપણ ગર્વનો, જેમાં અંશ મળે ન લગાર.—મને આજ૦
ભગવદ્ગીતા ભાગવત, મહાભારત વળિ વેદ;
જ્યોતિષ કાવ્યાદિક મહા, શાસ્ત્ર સકલનો પામ્યા ભેદ.—મને આજ૦
અનુપમ શક્તિ જેમની, સ્મરણશક્તિની ખાસ;
વિસ્મય થાએ માનવી, દેખી દૈવીગતિનો પ્રકાશ.—મને આજ૦
તરવા ભવસાગર તમે, સેવો એવા સંત;
મળે જે થકી મોક્ષનો, અતિશૈં સુખદાયક પંથ.—મને આજ૦
ઈશ્વર દર્શન એમનાં, દેજો વારંવાર;
જે સદ્ગુરૂ પ્રતાપથી, મળે ભક્તિ સાધન સુખકાર.—મને આજ૦
એ સત્પાત્ર શિરોમણી, પૂજ્ય ગણી નરનાર;
સહજ સમાગમ લઈજુઓ, કાન અનુભવ કરવા સાર.—મને આજ૦

## કવીશ્વર નર્મદાશંકર.

### રોળાવૃત્ત.

અમર નામ નર્મદા, સર્વદા આ અવનીપર;
કર્યું તારૂં તે ખરે, અહો ધિર વીર કવીશ્વર! ૧
ગુણ તારા સહુ ગાય, રસિક રંગે નરનારી;
અનુપમ કવિના લ્હેર, અનુપમ છબિ પણ તારી. ૨
અતિશય દિલ દીલગીર, આર્યબન્ધુ સહુ તારા;
તુજ મરણે આવાર, થયા લાચાર બિચારા. ૩
એક ટેક ધરિ ચિત્ત, ખરે પરગજૂ પ્રમાણી;
સત્ય સ્વતંત્રજ મણિ, જતાં થઈછે અતિ હાણી. ૪
વીર પ્રેમ શૃંગાર, સકલ રસ ઉચ્ચ ગુણજ્ઞાતા;
પૂરણ કરૂણા રસેં, આજ તુજ બન્ધુ ન્હાતા. ૫
નર્મદ તારી જોડ, જડે ના જોતાં જગમાં;
આજ ભરત ભૂમિમાં, કવિઓ કેરા ઢગમાં. ૬
કાવ્ય અલંકૃતિ આધક, તેમ વ્યાકરણવિલાસી;
નાટક ત્રોટક કાવ્ય, ગદ્ય પદ્યાત્મક ખાસી. ૭
કરિ રચના રૂચિકાર, વસ્તુતઃ રસેં ભરીને;
ગૂઢ છતાં ગુણયુક્ત, પુખ્ત વિચાર કરીને. ૮

'શબ્દકોશ' તેં પ્રથમ, રચ્યો જે મોટો રૂડો;
અનહદ એ ઉપકાર, બુઝે નહિ જે જન ભૂંડો. ૯

નર્મદ એ સહુ કેમ, અરે! અમથી વિસરાશે;
ગુર્જરી ભાષા સાથ, સતત્ તુજ નામ ગવાશે. ૧૦

અદ્ભુત જગસૌંદર્ય, હરિલીલા અભ્યાસી;
જીવ્હાગ્રે સર્વદા, વસી સારદ સુખરાશી. ૧૧

સુધરિ સુધારા કર્યાં, દાખવ્યા રસ્તા રૂડા;
વડા વિચારો વડે, કાપિયા કુપંથ કૂડા. ૧૨

સત્ય ગ્રહણ કરિ સદા, સત્ય ભાસ્યું તે ભાખ્યું;
લોક લવે લવલેશ, લક્ષ તેં કદી ન રાખ્યું. ૧૩

ટેડિ રસિકતા તારિ, ખરી ખુબિવંતી જોઈ;
ઈતર જનો પણ રહ્યા, ખરેખર તુંપર મોહી. ૧૪

કહ્યું કરી દાખવ્યું, શબ્દ ના વદો તું વ્યર્થજ;
ગરજ ગરથની તજી, નર્મદા તુંતો મર્દજ. ૧૫

રે ઓ હિંદુસ્થાન! હિરો તેં ખચિતજ ખોયો;
ખોયો ખૂબીવંત, મહાજન જે મન મોહ્યો. ૧૬

સૂરત, મુંબઈ શ્હેર, આખિ ગુજરાત ઉદાસી;
દાસિ કાઠિયાવાડ, થઈ બાપડી નિરાશી. ૧૭

નિરૂપાય આપણે, થયાજી કહો શું કરવું?
ખિન્ન થઈ ગમગીન, પ્રભુનું નામજ સ્મરવું. ૧૮

નર્મદના ઉપકાર, વિચારી અપાર ભાઈ;
કરો કંઈ શુભકામ, એહ વિર-અર્થે આંહી. ૧૯

ભરી સભાઓ સઘ, કરો ભાષણ ભલિભાતે;
કરી અખંડિત ફંડ, ભરો નાણાં નિજ હાથે. ૨૦

સ્થાપો કીર્તિસ્થંભ, ગયોરે દેશહિતેચ્છુ;
નર્મદ માટે કાન, કરો જે જે તે ઓછું. ૨૧

દોહરો.

નર નર્મદસમ નહિ મળે, શૂરો સ્વતંત્ર ધીર;
આખા હિંદુસ્થાનમાં, હતો ખરોજ અમીર. ૧

## ગરબી.

"થિર કરીને રે આ ઠામ, કોઈ નથી રહેવાનું."—એ રાગ.

કરી સુયશ જગત્ વિસ્તાર, વિરલ નર કયાં વિચર્યો ?
હિતકારક ને હુશિયાર, નર્મદ વીર ગયો. (ટેક.)

વીર અને શૃંગાર સરસ રસ, લેખક કવિ ચતૂર રે;
સ્વતંત્ર શાંત વિચારો જેના, છે જગમાં મશહૂર.—નર્મદ વીર૦

શુદ્ધ સુધારાનો સાથી ને, પરોપકારી પૂર રે;
એકમારગી ને આનંદી, નિર્મળ જેનું નૂર.—નર્મદ વીર૦

ગુણસાગર નાગર તું નૌતમ, ઉત્તમ તારાં કામ રે;
નિરખી આર્ય સકળને ઉરમાં, વાધે છે વિશ્રામ.—નર્મદ વીર૦

તૂજ વિયોગે આજ અમોને, થાય અતિ સંતાપ રે;
ભાષાકેરો ભૂપ કવિવર, અક્ષય તૂજ પ્રતાપ.—નર્મદ વીર૦

વિવિધ જ્ઞાનના ગુંથી ગ્રંથો, વાંચનનો શુભ શોખ રે;
આપ્યો તેં નર્મદ સુખદાયક, કેમ વિસરશે લોક.—નર્મદ વીર૦

સુરત શ્હેર તુજ વતનતણી તો, રડતી સુરત જણાય રે;
વિજયી મુંબઈ થઈ ઉદાસી, જાતાં તું કવિરાય.—નર્મદ વીર૦

ગુણવંતી ગુજરાત બાપડી, રડે રાંકડી આજ રે;
વળિ સૌરાષ્ટ્ર કષ્ટસાગરમાં, તુજ વિરહે નારાજ.—નર્મદ વીર૦

આર્ય મહાજન ઉઠો ઉમંગે, વાળો પ્રતિઉપકાર રે;
જે નર્મદે શિખવ્યા તમને, ભાષાના શણગાર.—નર્મદ વીર૦

ગુણગ્રાહક થઇ જુઓ જુઓ રે, ઉત્તમ એનાં કામ રે;
વંદો એને પ્રેમભાવથી, છેલ્લા કરી પ્રણામ.—નર્મદ વીર૦

એના દુર્બળ કુળને આપો, પ્રીતે આશ્રય સારો રે;
ગુરૂ બંધુ કે પિતા વિચારી, પાળો ધર્મ તમારો.—નર્મદ વીર૦

જબરી રંજ ખમીને અંતે, પામ્યો એ પરલોક રે;
કેમ કૃતઘ્ની થઈ વિસરીએ, નર્મદ-ગૂણ અથોક.—નર્મદ વીર૦

સ્મરણ રાખવા નામ વિરાનું, એ પાછળ શુભ કામ રે;
કરો કરો સૌ આર્ય ઉમંગે, અધિક શું કહે કહાન.—નર્મદ વીર૦

## યદુવંશી પ્રયાગજી.

### રોળાવૃત્ત.

શૂર ભાટિયા જ્ઞાતિ વિષે, સુધારા સાથી;
સુજ્ઞ સુઘડ નર અરે ! ઉડિ ક્યાં ગયો ત્વરાથી ? ૧

ઉત્તમ ઇંગ્લિશ અને દેવભાષા ભણિ ભાવે;
ધર્યો ધર્મપર અખુટ-પ્રેમ જે ક્ષેમ બતાવે. ૨

પુનિત પ્રયાગજી નામ, સુજ્ઞ ઠાકરસીના સુત;
યદુવંશી કુળવિષે, હતો હીરો તું અદ્ભુત. ૩

'प्रमाण सहस्री' ગ્રંથ, પ્રગટ કરિ રૂડો પોતે;
પ્રગટી કીર્તિ જ્યોત, જળહળે જગમાં જોતે. ૪

'भगवद्गीता' અને 'मार्त' ભાષાંતર માટે;
પ્રૌઢો કર્યો પ્રયત્ન, પુન્યના સુપંથ સાટે. ૫

વિત વિદ્યા ને વેર, સોનું ને સુગંધ પેઠે;
પણ તુંમાં શુભપેર, ઉભય મેં દીઠાં ઠેઠે. ૬

નમ્ર પ્રમાણિક અને પુખ્ત વિચારો તારા;
આગ્રહિ પણ ઉત્સાહી, જક્તને શ્રેય થનારા. ૭

પરોપકારે અને, વળી વૃત્તિ વ્યાપારે;
વિદ્યામાં નિશદિને, તલપતું તુજ મન ભારે. ૮

શોધક બુદ્ધિ સાથ, શુદ્ધ ભાષાપર પ્રીતી;
પ્રીતિ પંથે થાય, ચિત્ત મુજ ખેદ પ્રતિતી. ૯

ખચિત પડીછે ખોટ, ભાટિયા જ્ઞાતે મોટી;
ખરી ખીલતી કળી, કરી હરિયેજ કસોટી. ૧૦

ઈશ આપજે મોક્ષ, એહ વિર નરને નિશ્ચે;
જેણે રૂડાં કાર્ય, જગતમાં કીધાં દીશે. ૧૧

જન્મ મર્ણ સર્વને, શોક મિથ્યા શું કરવો ?
અચળ સૃષ્ટિનો નિયમ, કેમ મનમાં ના ધરવો ? ૧૨

ગુણવંતો વય તરૂણ, શોક કારણ એ સબળાં;
પણ પ્રભુ ઈચ્છાપાસ, યત્ન આપણનાં નબળાં. ૧૩

ખામિ સારાં તણી, જગતનો એવો ધારો;
અમર નામ આ ઠામ, કાન કદિયે ન વિસારો. ૧૪

## ઠાકોરશ્રી હરિસિંહજી.

### ગરબી.

"અલબેલિ રે અંબે માત, જોવાને જઈયે."—એ રાગ.

શુભ ધર્માચરણ વિચાર, અતિ નિર્મળ નીતિ;
મતિ સાત્વિક ને સુખકાર, હરિચરણે પ્રીતિ. (ટેક.)

પ્રીતિ અતિશય આર્યધર્મપર, નીતિ રીતિ નેક રે;
રાખોછોજી આપ વિવેકે, નિર્મળ નિશ્ચય ટેક.—હરિચરણે૦

નામ હરિસિંહ રાચિ હરિપર, હરિભક્તિ પર પ્યાર રે;
હરિભજવાને રાખો હરનિશ, અંતરનો ઉદ્ગાર.—હરિચરણે૦

રૂપસિંહસુત રૂપ અને ગુણ, પામ્યા પૂર્ણ પ્રતાપ રે;
રૂડા રાજવિની રઢિયાળી, રાખી ઉજ્વળ છાપ.—હરિચરણે૦

ઠોઠમોઠ છે કંઈક ઠાકરો, ઠાલિ કરે ઠકરાઈ રે;
ઠઠ્ઠાબાજી ઠીક ગણે તો, એ શું નહિ ઠગાઇ?—હરિચરણે૦

વિદ્યાવાદ વિનોદ ન જાણે, દુરાચારપર પ્યાર રે;
પ્રજાપ્રેમ ને પોષણનો તો, ક્યાંથિ મળે આધાર?—હરિચરણે૦

અલ્પ છતાં અતિ કરી બતાવે, વર્ત્તાવે વળી ત્રાસ રે;
સત્તા સુખ ને શૌર્ય ગુમાવી, અંતે થાય નિરાશ.—હરિચરણે૦

તરૂણ વયેં તમ મમતા તજીને, સાત્વિક વૃતિ સુખકાર રે;
પ્રાચીન પ્રજાપતિની રીતી, કીધી અંગીકાર.—હરિચરણે૦

સત્ય ધર્મનું શોધન કરવા, અંતરનો ઉદ્દેશ રે;
આપતણો નિશદિન નિરખીને, વાધે હર્ષ વિશેષ.—હરિચરણે૦

ફરિ મદરાસ પ્રવાસ પ્રીતથી, યોગ સાંખ્યનું તત્વ રે;
વડા વિબુધ નરને મળિ મેળવ્યું, જેનું આજ મહત્વ.—હરિચરણે૦

ગૂર્જર ને વ્રજભાષાકેરૂં, મેળવિયું શુભ જ્ઞાન રે;
અગ્રેસર અંગ્રેજી શિખ્યા, પણ ન ધર્યું અભિમાન.—હરિચરણે૦

કાવ્ય કથામૃત પાન કરીને, રાખ્યો તે પર પ્યાર રે;
પામ્યા દૈવી કવિત્વ શક્તિ, સંગીત વાદ્ય પ્રકાર.—હરિચરણે૦

પ્રભુ પ્રતાપે મનવાંચ્છિત સુખ, પામો આમ મહાન રે;
પામો ધર્મ તત્વ અતિ ઉત્તમ, ઇચ્છે એજ કહાન.—હરિચરણે૦

### કવિત.

સકળ સુગુણ રૂપ, સુજનતા છે અનૂપ,
વિરલ વરલ ભૂપ આપનો પ્રતાપ છે;
વિદ્યા નીતિ ધર્મપર પ્યાર છે અપાર તેમ,
દીનજનપર રે'મ પ્રેમ તો અમાપ છે;
ધર્મ ધ્યાન ધારવાને જ્ઞાનને વધારવાને,
મનને સુધારવાને દૃઢ જેની છાપ છે;
રાય રૂપસિંહ સુત કાં ન હરિસિંહ સદા?
નમુનો નવલ ભલો ભૂપ આપોઆપ છે. ૧

### દોહરો.

મંત્રી* સુજ્ઞ સરળ સદા, સાત્વિક મતિ સુખધામ;
નિર્મળ નથ્થુરામ મુજ, સુમિત્ર આઠે જામ. ૧

### સોરઠો.

નહિં લાલચ નહિં લોભ, લવ લુબ્ધપના ના મળે;
મનડું જેનું રોજ, સદ્દચિદ્દઘન ચિંતન કરે. ૧

## ડૉક્ટર બૉઈડ.

### પદ—ઝીંઝોટી.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો."—એ રાગ.

બૉઈડ તારી બાહોશીની બલિહારી,
કીરતી સરીતા વીસતારી.—બૉઈડ૦
આંખનાં રતનનું જતન કરી તેનું, દાન દીધું સુખકારી;
ધન્ય વિદ્યા તારી, ધન્ય તારા ગુણ, ધન્ય નીતિ રીતિ તારી.—બૉઈડ૦
ખાનગી સારી ધરાકી છતાં પણ, નિજની ફરજ ન વિસારી;
મિલનસાર માયાળુ સ્વભાવથી, ધારણા તેં શુભ ધારી.—બૉઈડ૦
ગ્રાંટ કૉલેજના વિદ્યાર્થીઓને, વિદ્યાથી કીધા આભારી;
ચાહે તેથી દરશન સહુ તારૂં, ભૂલે નહિં યાદગારી.—બૉઈડ૦
ગાય છે ગુણ તુજ અનુભવી ભાવથી, મુંબઈનાં નરનારી;
'પંચ' કહે સહુ વૈદ્ય એવા થજો, આ જગમાં હિતકારી.—બૉઈડ૦

---

* સજ્ઞ નથુરામ પિતામ્બરજી રાવળ યોગવિદ્યાના અભ્યાસી છે. તેમણે 'પરમપદ બોધિની,' 'યોગકૌસ્તુભ,' 'મનુષ્યમિત્ર,' 'સ્વાભાવિક ધર્મ,' ઈત્યાદી ગ્રંથો રચ્યા છે.

## સર દીનશાહજી પીટિટ.

### પદ—ઝીંઝોટી.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો"—એ રાગ.

ભલેં સર કીધા શાણી સરકારે,
જાણી વાત બધી વીસતારે.—ભલેં સર૦

કાપવાને દુ:ખ દીન ગરીબનાં, દીનશાહજી શાહુકારે;
ધન ખરચ્યું મન સાવધ રાખી, રાજી થયા સુવિચારે.—ભલેં સર૦
પાંચ પચીશથી પામિયા પોતે, દોલત તો બેશુમારે;
હરદમ રૈયતનું હિત કરતાં, પાછા પડ્યા નહિં કયારે.—ભલેં સર૦
લાખો લાચારની દુવા લીધી તે, આજ ફળી છે કરારે;
દિન દિન વૃદ્ધિ કરો વળી એમાં, વિવેકથી વાર વારે.—ભલેં સર૦
શેરીફનું પદ પામિ પછી ઝટ, "નાઇટ" થયા થોડી વારે;
માન ને ચાન વળી એમ પામજો,'પંચ'વચન એ ઉચ્ચારે.—ભલેં સર૦

## પેસ્તનજી કામા.

### ગરબી.

"જરથોશ્તી જયજયકાર, જગતમાં જાણીતો"—એ રાગ.

ધન ધન કામાજી શેઠ, કામ રૂડું કીધું;
ધરમારથ ખરચી ધંન, સુખ સાધન દીધું. (ટેક.)

નેક કામમાં કરી સખાવત, થઈ જગમાં જાહેર રે;
વધી કીરતી સરવ કોમમાં, દેશ દેશ ને શ્હેર.—કામ રૂડું૦
વૈદક શાસ્ત્ર શીખે અબળાઓ, એવી થઇ કોશેશ રે;
સ્કાલરશીપની તેમાં આપેં, આપી મદદ વિશેષ.—કામ રૂડું૦
બાળક ને અબળા દરદીની, આણી ઉરમાં રે'મ રે;
બાંધી 'कामा ऑसपिटाल' શુભ, પૂરો આણી પ્રેમ.—કામ રૂડું૦
ખરચ્યા દામ રોકડા રૂડા, આપેં બની ઉદાર રે;
એક લાખ ને હજાર પાંસઠ, કરવા પરોપકાર.—કામ રૂડું૦
સુંદર ભવ્ય મકાન બનાવ્યું, જે મેદાનનું નાક રે;
ભાત ભાતના વિભાગ પાડયા, વાગી જગમાં હાક.—કામ રૂડું૦

હવા રોશની સહુ સગવડનો, કીધો શુભ સંયોગ રે;
લાભ લઈને આશિષ દેશે, દરદી થઈ આરોગ્ય.—કામ રૂડું૦
સખી ખરો ઉપકારી નર તું, તારૂં ઉત્તમ નામ રે;
કામા આસપીટાલને નામે, વખણાશે સહુ ઠામ.—કામ રૂડું૦
અહુરમઝદની મહેરવડે વળી, હોરમસજીસુત સાર રે;
પેસ્તનજી પ્રીતેથી કરજો, એવાં કામ અપાર.—કામ રૂડું૦
'પંચ' પ્રસન્ન થઇને ચાહે, દિલથી દુવા સદાય રે;
કામાજીનાં ભલાં કામને, થાજો ઈશ સહાય.—કામ રૂડું૦

## લૉર્ડ રીપન.

### હોરી—રાગ કાફી.

"સાંવરો અજહુ નહિ આયો, નીજનાથસે નેહ બઢાયો"—એ રાગ.

રીપન નામની બલિહારી, રીપન અતિ કીર્ત્તિ વધારી. (ટેક.)

દેશ ઉદય કરવાને હૃદયથી, ધારણા તેં શુભ ધારી;
અદ્‌ભુત તારી કીર્ત્તિ પતાકા, ગઈ ગગને સુખકારી;
વિજય જગમાંહી પ્રસારી.—રીપન નામની બલિહારી૦ ૧

શુભ હક્ક દેશી પ્રજાનેજ દેવા, કોશેશ તેં કરી સારી;
આગ્રહ ને ઉર ઉત્કંઠાથી, નિદ્રા તજાવી નઠારી;
અભિષ્ઠ થઈ હીતકારી.—રીપન નામની બલિહારી૦ ૨

રીપન રાજનીતિ રઢિયાળી, લાગિ લોકપ્રિય ભારી;
ગુણ ગાય હિંદ પ્રજા હરખીને. રીતિ જોઈ ન્યાયકારી;
ભલા સ્નેહધર્મ સંભારી.—રીપન નામની બલિહારી૦ ૩

કાળો ધારો તેં નાબુદ કીધો, કૃષિકર રીઝવ્યા ભારી;
ગોરા ને કાળા સમાન ગણીને, વિકટ વિડંબના વારી;
અનીતિની રીત વિદારી.—રીપન નામની બલિહારી૦ ૪

પોષણ પ્રેમે પ્રજાનું કીધું, અડગ રહી ટેક ધારી;
નિંદા સ્તુતિની સ્પર્ધા કરી નહિ, બહુધા બુદ્ધિ ધરી સારી;
પક્ષ પ્રાબલ્ય નિવારી.—રીપન નામની બલિહારી૦ ૫

ગામ ગામ ને ઠામ ઠામ સહુ, ગાઓ ગુણ લલકારી;
માગો સહુ દીર્ઘાયુષ્ય એનું, દ્રૂય કર પ્રેમે પ્રસારી;
કાન પ્રભુ પાસે પોકારી.—રીપન નામની બલિહારી૦ ૬

## લૉર્ડ ઈડસ્લે.

### પદ.

" કુંવરી કુંવર મારાં લાડકાં, કરો મોસાળ વાસ "—એ રાગ.

ઈડસ્લે અરે ક્યાં ગયો ! રૂડો રાજ્ય પ્રધાન;
ખોટ પડી ઇંગ્લંડને, જાતાં પેલી જહાન.—ઈડસ્લે૦
ધરખમ ધીર ઠરેલ ને, સૂધા જેના વિચાર;
હિંદુસ્થાનના હિતનું, જે હતો હથિયાર.—ઈડસ્લે૦
પાંચમી જાનેવારી અને, બુધવાર બપોર;
સને અઢાર સત્યાસીમાં, થયો સોર બકોર.—ઈડસ્લે૦
કન્સરવેટીવ પક્ષથી, શું થતાં અપમાન;
ખેદ થયો તેનો તૂજને, ને છોડિ દીધો જાન?—ઈડસ્લે૦
પરદેશ ખાતાંનો પામિયો, તું મ્હોટો અધિકાર;
ઊતરતું પદ પામતાં, ન કરી દરકાર.—ઈડસ્લે૦
હિંદનો એ હતો ખેરખા, ઇંગલંડ–આધાર;
લીબરલ સરખા જાતે હતા, જેના હેતુઓ સાર.—ઈડસ્લે૦
સ્ટાફર્ડ નારથકોટ એ, જેહનું બીજું નામ;
જાણીતું આ જગમાં હતું, વિના ડોળદમામ.—ઈડસ્લે૦
સૂજ્ઞની ખામિ પડે સદા, જગનો એ રિવાજ;
ખોયો છે એમ ખરેખરો, નર બાહોશ આજ.—ઈડસ્લે૦
'પંચ' થઇ ગમગીનને, માગે એ પ્રભુપાસ;
એવા ખરા ખરેખાહનું, કરો રક્ષણ ખાસ.—ઈડસ્લે૦

## સૌ૦ આનંદીબાઈ જોષી.

### પરજ.

" શેઠ સગાળશા સાધુને સેવે, વાણિયો પાળે વ્રત. "—એ રાગ.

અરે ઈશ! આ તે શું કીધું રે, ખરૂં રત્ન ખેંચી લીધું. (ટેક.)

આનંદમૂરતી આનંદીબાઈ, સ્ત્રીજાતિનો શણગાર;
દક્ષિણીમાં હતી દેવી જેવી વળી, હિંદનું નૂર અપાર.—અરે ઈશ!
વૈદક જ્ઞાન મેળવવા કાજે, કીધો યૂરોપ પ્રવાસ;
અમેરિકા ખંડમાં જઈ જાતેં, વધાર્યો વિદ્યાભ્યાસ.—અરે ઈશ!
વૈદક કેળવણી લઇ કાપ્યા, કઈક રોગીના રોગ;
કોલ્હાપુર ને કળકળે પુના, થાતાં તારો વિયોગ.—અરે ઈશ!

કળકળે હિંદના હિંદુ ને પારસી, બીજા પણ બહુ લોક;
કારણ જોડી જડે નહિ એવી, સૂધરેલી ચારે ચોક.—અરે ઈશ!
દુષ્ટ તાપેં તારો જીવ લીધો તેનું, કષ્ટ અમોને થાય;
જગકર્ત્તાનો ધારો પરંતુ, કોઈથી ના ફેરવાય.—અરે ઈશ!
દેશ તજ્યો પણ વેષ તજ્યો નહિં, તજ્યો ન શુદ્ધ આચાર;
વ્રત નિમ પાળ્યાં અડગ રહી આપે, ટેકીલી ટેડી નાર.—અરે ઈશ!
અર્ધ ભણેલી અબળાઓ આજે, કઇક છકી જાય છેક;
તેમને દાખલો દેવા જેવી હતી, આનંદીબાઈ એક.—અરે ઈશ!
ફેબરવારી છવીશ તારીખ ને, વાગતાં રાતના બાર;
શનિવારે નડી પીડા શનિની, પૂરમાં પડ્યો પોકાર.—અરે ઈશ!
ખરે આકાશમાંથી જેમ તારા, તેમ હિંદુ આગેવાન;
વર્ષ દિવસમાં કઈક વહ્યા ગયા, તરૂણ અને વિદ્વાન.—અરે ઈશ!
સાલ ચાલુ અઢારસો સત્યાસિને, રક્ષ હવે મહારાજ;
નાશનો ત્રાસ તમામ મટાડી, સુધારો સઘળાં કાજ.—અરે ઈશ!
સતિ શિરોમણી આનંદીબાઈનો, વૈકુંઠમાં થજો વાસ;
સ્હાસ વખાણશે સહુ ઠામ એવું,'પંચ' વચન પ્રકાશ.—અરે ઈશ!

## રખમીબાઈને શિખામણ.

### ગરબી.

"સારૂં સારૂં રે સુરત શ્હેર, મુંબઈ અલબેલી."—એ રાગ.

સુણીયેં શીખામણ સાર, શાણાં થઇયેજી;
રીઝે જેથી કિરતાર, એવું કરિએજી. (ટેક)

કરિએ એવાં કામ વિચારી, રૂડાં રખમીબાઈ રે,
દાદાજીથી દિલ લગાડી, જણાવજો સરસાઈ;—શાણાં થઇયેજી૦
'સગાઈ સોનું પીતળ પ્રીતિ', સહુ જાણે સંસાર રે;
ભૂલો ક્યમ તે સંબંધ બાંધી, સૂધારાનો સાર;—શાણાં થઇયેજી૦
સ્ત્રીકેળવણી સૂધારાને, લાગે બટ્ટો મોટો રે;
કરો વિવેકે વિચાર તેનો, જાય ન જેથી ટોટો;—શાણાં થઇયેજી૦
પર જાતિલા નથી પરગજૂ, જાણો એમ જરૂર રે;
બનાવીને હોળીનું શ્રીફળ, હોમી થાશે દૂર;—શાણાં થઇયેજી૦
કજીઆનું મોં કાળું કરીને, તજો વ્યર્થ ઘોંઘાટ રે;
વાટઘાટમાં ચાલે વાતો, વળે ઇજતનો ડાટ;—શાણાં થઇયેજી૦

જેલ જવાથી ઝેર વધીને, વધશે વળિ તકરાર રે;
તૂટ્યાં દિલ સંધાશે નહિ ને, રે'શે નહિં વહેવાર;—શાણાં થઇયે૦
લોકવાણિ ને ન્યાયાસનને, આપો મોટું માન રે;
'પંચ વચન પરમેશ્વર' કહેવત, ભૂલો શું ગુણવાન?—શાણાં થઇયે૦
પૈસા માટે પતિ પરહરવો, એ તો મોટું આળ રે;
કદિ હોય મમતા તો તજિ તે, રાખો દિલ વિશાળ;—શાણાં થઇયે૦
ધર્મ-રૂઢીને બહાનાં દેવાં, કે કરવો ધિઃક્કાર રે;
અણસમજુનાં એ અપલક્ષણ, શાણાંને ફિટકાર;—શાણાં થઇયે૦
(માટે) સુલેહ કરિ સાસરિયે જાવા, રચો રૂડી તૈયારી રે;
માનો તો છે લાખ દામની, 'પંચ' શિખામણ સારી; —શાણાં થઇયે૦

## માતાવિરહ.

### ગરબી.

"અલબેલિ રે અંબેમાત, જોવાને જઈયે"—એ રાગ.

ગુણસાગર પરમ કૃપાળ, માતની બલિહારી;
જેણે કરિ શુભ સભાળ, સુખ દુખમાં ભારી. (ટેક)

ભારે ભય આતુરતા વેઠી, જેણે દિન ને રાત રે;
પ્રેમ અખૂટ અખંડિત જેનો, વરણી ન જાયે વાત.—માતની
ભલે સગાં સહુ કોઈ મળે પણ, માત નથી થાનાર રે;
સ્વારથ અને કપટવણુ જેનું, મન નિર્મળ નિરધાર.— માતની૦
ભાર સહી સંસારતણો સહુ, રાખે બાળ નાચિંત રે;
ચિંતે ચિંતવે હિત દિનરજની, જનુની સુજશ અનંત—માતની૦
કામદુધા કે કલ્પવૃક્ષ એ, અનપૂર્ણા કે અંબા રે;
બ્રહ્મા કે સાવિત્રી સાચે, મંદવાહિની ગંગા!—માતની બલિહારી૦
દયાતણી શું સાચી પ્રતિમા, ક્ષમાતણો અવતાર રે;
શી ઉપમા હું આપું એને, છે ઉપકાર અપાર.—માતની૦
લાલન પાલન જે કરનારી, ધરનારી પુર પ્રેમ રે;
ક્ષેમ કારણે હરનિશ ધરતી, જે અંતરમાં રેંમ.—માતની૦
મળમૂત્રાદિક કાઢી જાતે, કરતી જેહ પવિત્ર રે;
છત્ર થઈ શિરનું સહુ સ્હેતી, તાપ વૃષ્ટિ ને શીત.—માતની૦
બહુ ઉપાય કરિ બાળપણેથી, જાળવિ કર્યું જતંન રે;
કોમળ ફુલ ગણી બાળક હું, જાણુતિ રંક રતંન.—માતની૦

અસંખ્ય સદ્‌ગુણ તેના ભૂલી; ક્યમ અવગુણ લઉં લેશ રે;
વિયોગ થાતાં આવે આંશુ, આંખે આજ વિશેષ.—માતની૦
સેવા કરવી પાળવી આજ્ઞા, બાળકનો એ ધર્મ રે;
નીતિ ડા'પણ કેળવણીનો, જે છે ઉંડો મર્મ.—માતની૦
સમજવગર મલકાઈ મનેથી, મોટપ ખોટિ ન ધરશો રે;
જણાય સમજફેર તો શાંતિ–ધરી વિનંતી કરજો.—માતની૦
માતા તારી મેહેરતણો તો, કોઈ ન પામે પાર રે;
મેરૂસમ મહિમા છે મોટો, ભૂલે જંન ગમાર.—માતની૦
માતતણા તો ગુણ ગાવા કો, સમર્થ નથિ જગમાંય રે;
કાન અતિ અજ્ઞાન તથાપિ, ગાય માત મહિમાય.—માતની૦

## તોટકછંદ.

કરતી તિ અતિશય તું સુખને, હરતી તિ અતિશય તું દુખને;
ધરતી તિ ક્ષમા ધરતીજ સમી, ડરતી ન વિપત્તિ પડે વસમી. ૧
હરિ ધ્યાન ધરી વળિ અંત લગી, થઇ ઈશ્વરતત્વ તણીજ સગી;
સતભાવ સજી સત નાંહિ તજ્યું, સતભામપતિતણું નામ ભજ્યું. ૨
વટ છેવટ સુધિ નહીં વિસરી, નિજ ટેક કદાપિ કરી ન પરી;
કદિ દીલ ન દૂભવ્યું પ્રાણિતણું, વદિ વેણ મદી મનમાંથિ અણું. ૩
તવ નામ રટું નિશદિન નથી, તપ–તીરથ–વ્રત ગણી મનથી;
ગુણસાગર માત કૃપાળુ અહા ! ફૂસફૂસ થવાય ન કેમ અહા ? ૪
પ્રભુ પ્રેરિ મતિ પણ શુંય કરૂં, તક ખોઈ ખરેખર હાય મરૂં !
સમરી દિનનીશ ઉદાસિ ફરૂં, કરતવ્ય જણાય ન કાંઈ ખરૂં. ૫
બનિ તેજ બની ન બનિજ થશે, રડતાં નયને જળ ખાલિ જશે;
હરિચિંતન નિત્ય કરૂં મનથી, લવ સાધન કાન ન આ તનથી. ૬

## સોરઠા.

જનુની તારી જોડ, જડે ન જોઈ જગતમાં;
કરે ઉપાયો ક્રોડ, થઈ નથી થાવી નથી. ૧
અનુપમ તુજ ઉપકાર, ક્ષણભર પણ વિસરાય નહિં;
કથે ન આવે પાર, પ્યાર અને આભારનો. ૨
ભગવતિ દેવી રૂપ, તીર્થરૂપ પણ તું ખરી;
પડી પાપને કૂપ, મેં સેવા ન કરી જરી. ૩

રૂષી મુનિ મહાજંન, માત વખાણે તુજને;
કારણ તુજ કથંન, જગત્વિષે જાહેર છે. ૪
ભલે સગાં સૌ હોય, ઈષ્ટમિત્ર આદિ બીજાં;
કૃપાળુ માતા કોય, થઈ નથી થાવી નથી. ૫
પ્રેમ ધર્મની હદ્દ, સદા સમાઈ માતમાં;
રૂવે રૂવાં દુઃખદ, આ ઉપકારી આતમા. ૬
ખરા ગુણની ખાણ, ખનીજ ખોદે ના ખુટે;
પણ મન એ પાષાણ, પાછળ શું રોએ કુટે ? ૭
અમૃત તૃપ્તિ ન હોય, સત્ય વાત સમજું યથા;
પણ ઉપાય નહિં કોય, હૃદય તાપ થાતાં મહા. ૮
અમૃત મધ ને દૂધ, શીતળ શશી સુહામણો;
એમાંથી મન શુદ્ધ, વિધિયે તારૂં નિરમિયું. ૯
સાચા ચિતની પ્રીત, વળી વિનાસ્વારથ સદા;
ભૂલે નફ્ટ પતીત, પાપી પુત્રો દુઃખદા. ૧૦
શાંત સુમનથી રોજ, કરિયે ભક્તિ માતની;
લેશ ન જેમાં ખોજ, કાન શ્રવણસમ ભાવથી. ૧૧

## ગરબી.

રાગ સીતાજીના મહિનાનો.

માતા તારા મહા ઉપકાર, નહિં વીસરાય રે,
થતાં વિરહ દશા વીપરીત, ખુંચે બહુ ઘાવ રે;
તારો અનહદ નિર્મળ પ્રેમ, કહે કેમ વર્ણવું ?
મતિ અલ્પ પરન્તુ આ ઉર, ભર્યું તે ખાલી કરૂં. ૧
કીધી જે કંઈ જુજ સેવાય, મેં તો તે નામની,
હરી ઉર ન પૂરે જો સાખ, તો તે શા કામની ?
પાસે બેઠો નહિં દિન ચાર, અરે! ધિઃક્ક જીવતું,
છેતરાયો છેવટમાં ગમાર, જેવું કે ન્હોતું થવું. ૨
અંત સૂધી બોલ્યાં મુખમાંથિ, રૂડાં રામ નામને,
બંધ વાચા પરન્તુ ઉચ્ચાર–સ્થળે રહ્યું તે રમે;
ગભરાઈ દુઃખે દીગ્મુંઢ, મુંગો હું ઉભો રહ્યો,
નથી એમ ગણી બોલ્યાં વેણ, 'અરે એ કહાં ગયો!' ૩

પ્રીતે કીધું ગંગોદક પાન, દહી દૂધનું વળી,
ભૂલ્યાં ભવાટવીનું ભાન, હરિરૂપમાં મળી;
દીધી સહુને શિખામણ સાર, વડીલ સ્વભાવથી,
કરી સફળ જનમ સુખકાર, આ લોક ગયાં તરી. ૪

સૂણી ગીતાના ઉત્તમ શ્લોક, પવિત્ર કાયા કરી,
વ્રત દાન કર્યું યથાયોગ, કસુર ન કરી જરી;
શાન્ત ભોળો ભલેરો સ્વભાવ, સદાકાળ શોભતો,
સાચો મીઠો અંતરનો નેહ, કદી ન જૂદો થતો. ૫

ભૂલું શિક્ષાના શબ્દ તે કેમ, કોમળ મનમાં ઠર્યા,
જોકે પ્હેલે ન કરિ દરકાર, મહામંત્ર થઈ રહ્યા;
હસ્ત રોગે થયો અસ્ત સૂર્ય, કહાનનાં સૂખનો,
જતાં માતપિતા શીરછત્ર, ભ્રાતા ભગની જનો. ૬

રટે નામ મટે દુઃખ શ્રાપ, પ્રતાપ જેનો મહા !
ઈશ વીસરશે એ કેમ ? માતા મૂજને અહા !
હવે જીવ મૂકી સહુ સોચ, પ્રભૂ સંભારને,
ભાવિ મિથ્યા કદી ન થનાર, નિયમ એ વિચારને. ૭

---

# સ્ફુટ કવિતા.

## ઈશ્વર સ્તુતિ.

### કટાવ.

જય આદ્ય અગોચર સ્વામી,
અવિનાશી અજ બહુનામી.

તુજ અપાર, ઉપકાર ગૂણનો, શું ગાઉં મહીમા, મહીમાં મોટો, રંક મતિ હું, અતિ અજ્ઞાની, અતિ અભિમાની, વળિ અપરાધી, દીન દુઃખિયો, લવ નવ સુખિયો, દિન દિન તુજને, ભૂલી જઈને, ભોળપણેથી, મન ભ્રમતાએ, મદ નીશાએ, કૂડ કુમતિએ, તિમિર જાળમાં, મોહ ફાળમાં, મદ્ધ લાળમાં, ગોથાં ખાતાં, અતિ અકળાતાં, ભ્રમણા થાતાં, સુકાર્ય કેરો, અંશ ન કીધો. તુજ ઉજ્વળ યશ રસ ના પીધો, સુપંથ પ્રેમ ધરી ના લીધો, રમત ગમતમાં રહ્યો ન સિદ્ધો, અતિ અઘટિત મેં કીધું કામ પણ, ઘટિત હોય તુજને તે કરતું, અઘટિત અઘ મારાં સૌ હરતું, ઘટિત પ્રેમ ભક્તિ

ઘટ ભર તું, મમ ઉરમાં, વિશ્વંભર હર તું, સદાય સારૂં, ન કરૂં નરતું, હું તો તુજ વિશ્વાસે આશે, આવ્યો પાસે, હે અવિનાશી ! સ્વયંપ્રકાશી, જડતા ભાસી, ટાળ ઉદાસી, પૂર્ણ પ્રભાસી, તારી ખાસી, મતિ આપ, મતિમાન મને તું. અધિક કહું શું ? કાન કરગરી, વાત વિસ્તરી, તુજ ચરણે, વૃતિ નિત્ય રે' ઠરી, જરી માત્ર પણ, જડે નહિં ફરી, આપ સુમતિ એવી હરિ અંતરજામી.—જય આદ્ય અગોચર સ્વામી૦

## બ્રહ્મદેશની દુર્દશા.*

### રોળાવૃત્ત.

બ્રહ્મા વિષ્ણુ મહેશ, કરે નિત જેની રક્ષા;
તે બરમાને થઇ, આજ જાણે શું શિક્ષા ! ૧

લાગે મોટી આગ, ખરાબી થાએ ભારે;
રાંક બાપડી પ્રજા, પુકારે શું શું આ રે ? ૨

થાય મહા નુકશાન, લડાલડી ઝપ્પાઝપી;
વહે લોહીની નીક, ધિઃક તે કપ્પાકપી. ૩

પથ્થર ગોળી તોપ, પ્રહારો થાએ ભારી;
થરથર કંપે કાય, ધીર તો ન રહે ધારી. ૪

કુદરતનો શો કોપ, દશા બદલી બરમાની;
બળતું ન મળે નામ, પામિયું તે તો હાની ! ૫

છુપિ ટોળિયો ફરે, ઘાટ ઘડવાને બૂરા;
કરે રંક લોકને, ગમે તે રીતે પૂરા. ૬

થીબો હારી ગયો, આખરે રત્નાગિરિમાં;
ખોઈ ધન ને ધામ, ગામ દારૂણ દિલગિરિમાં. ૭

સમાધાનિ ને સૂખ, પામશે ક્યારે લોકો ?
ખોશે મનનાં દુઃખ, અને કડકડતી પોકો ! ૮

વ્હારે ઈશ્વર વળી, કરો ઝટ આબાદાની;
નાંખો દુઃખડાં દળી, કળી આ દુષ્ટ નિશાની. ૯

અંગ્રેજોનું શરણુ, હાલ જે પામ્યું બરમા;
થવી જોઈયે નહિ, આવડી ગતિ અધર્માં. ૧૦

---

* આ કવિતા ૧૮૮૬ ના મે માસમાં રચી હતી, જે વેળાથી બ્રહ્મદેશની સ્થિતિ બગડતી ચાલી છે.

થવાં તણો નથિ શોષ, શોષ બાપડિ પ્રજાનો;
થશે કેમ સંતોષ, અરે એમને મજાનો ? ૧૧

ઝટપટ સહુ તોફાન—સમાવિ શાન્તિ વધારો;
ખાન પાન ને ગાન–તાનમાં દિવસ ગુજારો. ૧૨

હાસ્ય વિનોદે વસો, નિત્ય બરમા બડભાગી;
બદેજાવ તું થાવ, હાલ જે થયું અભાગી. ૧૩

બ્રહ્મા વિષ્ણુ પ્રતાપ, પામજે દિન દિન ઝાઝો;
બંડ અને તોફાન, કાન દિન હોજો આઘો. ૧૪

## સ્ત્રીકેળવણીનો ઉત્કર્ષ.

### ગરબી.

"હરિ એક ચિત ભાવે ભજવો બેન, ભૂધર ભક્તિ ભૂખ્યો છે."—એ રાગ.

સુખ સૂર્ય પ્રકાશ્યો આજે રે, અબળાઓની બલિહારી;
થઈ કીર્તિ સભા સમાજે રે, અબળાઓની બલિહારી. ૧

નીતિના ગ્રંથો ગૂંથે રે, અબળાઓની બલિહારી;
ચાલે પ્રીતે શુભ પંથે રે, અબળાઓની બલિહારી. ૨

શિક્ષકની પદ્વિ સારી રે, અબળાઓની બલિહારી;
પામેછે અતિ સુખકારી રે, અબળાઓની બલિહારી. ૩

શુભ માન ગવરનર આપે રે, અબળાઓની બલિહારી;
શુભ સ્થાને પ્રીતે સ્થાપે રે, અબળાઓની બલિહારી. ૪

અબળા આજે થઈ પ્રબળી રે, અબળાઓની બલિહારી;
હતિ અભણ અણસમજ અવળી રે, અબળાઓની બલિહારી. ૫

વડિ રકમો ભરાય પ્રેમે રે, અબળાઓની બલિહારી;
ઉત્તેજનની શુભ નેમે રે, અબળાઓની બલિહારી. ૬

સંસાર–સુધારા વાધે રે, અબળાઓની બલિહારી;
શુભ અર્થો એથી સાધે રે, અબલાઓની બલિહારી. ૭

વહેમોની જડ સહુ વામે રે, અબળાઓની બલિહારી;
શિક્ષણ રક્ષણ ગુણ જામે રે, અબળાઓની બલિહારી. ૮

મળિ છૂટ ખરી સુખકારી રે, અબળાઓની બલિહારી;
પણ છકશો ના નરનારી રે, અબળાઓની બલિહારી. ૯

હદમાં રહી કામો કરજો રે, અબળાઓની બલિહારી;
શુભ ધર્મ-પ્રેમ ઉર ભરજો રે, અબળાઓની બલિહારી. ૧૦
ચિત્ત વચનો કાન વિચારી રે, અબળાઓની બલિહારી;
શિક્ષા રાખો સંભારી રે, અબળાઓની બલિહારી. ૧૧

## "પ્રિયંવદા."

### કાવ્યછંદ.

પ્રિયંવદા તુજ વાણ, કઠિણ પણ લાગે પ્યારી;
પ્રિય છતાં પણ સત્ય, એજ તુજ યુક્તિ સારી. ૧
સત્ય સુધારાતણી, સુધા સરખી શુભ ધારા;
વહેવાડી અંગથી, મટાડે ક્રૂર કુધારા. ૨
વિદ્યા વાર્તિકતણી, વળી ચર્ચે શુભ વાતો;
ધર્મશાસ્ત્રનો હેતુ,-બતાવે જે વખણાતો. ૩
ગ્રંથવિવેચન કરે, વળી નિજ નિર્મળ ભાવે;
અઘટિત જેથી આળ, કદી તુંપર ના આવે. ૪
વર્ત્તમાન સંક્ષેપ, તેમ તેપર સુવિચારો;
રૂચિર રૂચિકર ખરા. સૂચવે સુમાર્ગ સારો. ૫
પ્રથમ સરીખી નથી, શુદ્ધ સમ પ્રૌઢી ભાષા;
દિન દિન સરળ રસિક, ધરે શણગારો ખાસા. ૬
મણિ સરખાં સ્રજનાર, સુઘડ ગુણવંતાં જ્ઞાની;
વિવિધ કલમ સુવિચાર, ખરી એ આબાદાની. ૭
કરિ વંદન પુર પ્રેમ, ધરી કર હરખું ઊરે;
આજ તૃતિય વર્ષમાં, ઈશ તૂજ આશા પૂરે. ૮
દિન દિન ખીલે અધિક, વળી વય ને રૂપ તારૂં;
વધે સુયશ તુજ પ્રબળ, સરળ એ અર્જ ઉચારૂં. ૯
કાન વિનંતી એજ, કૃપાસિંધુ હરિચરણે;
સહજ આપ તુજ તેજ, તેજ તારા ગુણ વરણે. ૧૦



# સદ્બોધ મહાત્મ્ય.

---

## ગીતિવૃત્ત.

સદ્બોધ સંગ્રહે ભવ-વિષ-મથ એ લાવિ કારસા કરમાં;
ખાય ન કોણ મટે જો, વિષમ થએલા વિકાર સાકરમાં. ૧

યત્ન કરો જગમાં નય, ધરાવિ સારે સ્વભાવ નામ થવા;
જન ધન મમતા બંધન, ધરા વિસારે સ્વ ભાવના મથવા. ૨

## છંદ વંશસ્થ.

વિદેશ કે દેશ અને વને ગૃહે,
સુશસ્ત્ર પેઠે નિજ સાથમાં ગ્રહે;
શિખે સુણે આગ્રહ કે અનાગ્રહે,
ખુશી થશે સત્ય "સુબોધસંગ્રહે."—૧

## માલિની છંદ.

હૃદય નય ઠરાવો, તે કરો ને કરાવો,
અવિનય વિસરાવો, ષડ્રિપૂને હરાવો;
શુભ યશ વધરાવો, શીખિ સદ્બોધ રાવો.
મતિ અતિ સુધરાવો, ભક્તિ તેમાં ધરાવો. ૧

## દોહરો.

જન અન ધન સંગ્રહ કરે, નાશ નિમિષમાં થાય;
'સુબોધસંગ્રહ' કર ગ્રહે, દઢ સુખકારિ સદાય.—૧

## ઉપજાતિ વૃત્ત.

શ્રમે કરીને ધનનો વધારો,
સંભાળતાં દુઃખતણો ન આરો;
સુબોધનો સંગ્રહ એક સારો,
વિનાશ્રમે સિદ્ધ રહે વિચારો.—૧

---

# અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ.

પ્રતો.

## મુંબઈ.

૨૫ શેઠ પ્રેમજી ખેતસિંહ કજારિયા.
૫ રા. લીલાધર મનજી ઢાકી વૈદ્ય.
૫ શેઠ મૂળજી આનંદજી ચપ્પર.
૨ રા. રા. મહાસુખરામ હરગોવિંદદાસ દાણી.
૧ ,, વિઠ્ઠલદાસ રાજારામ દલાલ.
૧ ,, ચુનીલાલ લલુભાઇ પારેખ.
૧ ડાકટર જમનાદાસ પ્રેમચંદ.
૧ રા. બાલકરામ નંદરામ કવિ.
૧ ,, ડાહ્યાભાઈ છગનલાલ વ્યાસ.
૧ શેઠ એરચશાહ એદલજી શેઠના.
૧ ,, શામજી રણછોડ.
૧ ,, બરજોરજી રૂસ્તમજી તુરકી.
૧ ,, પુરૂષોત્તમદાસ જમનાદાસ
૧ ,, ભટ્ટુર ગોરધનદાસ.
૧ ,, દામોદર ઝવેરચંદ.
૧ ,, સુંદરલાલ ગણેશલાલ.
૧ ,, નાગજી.સુંદરજી આ. માસ્તર.
૧ ,, ભવાનીશંકર રતનજી પંડયા.
૧ ભટ્ટ વીરજી જાદવજી.
૩ શેઠ ચાંપસી પરબત.
૧ ,, ગોકુલદાસ હુંસરાજ.
૧ ,, દયાલ મૂળજી સપ.
૧ ,, મણિશંકર દુર્લભજી ભટ્ટ.
૧ ,, હરજીવન ગોકુલવર્મા.

## રાજકોટ.

૧ રા. રા. હાથીરામ કૃપાશંકર.
૧ ,, લાભશંકર મૂળશંકર.
૧ ખા૦ બ૦ ધનજીશાહ હોરમજી.
૧ રા. રા. ઇંદ્રજી મકનજી વકીલ.
૧ ,, કેવળચંદ મૂળજી દેસાઈ.

પ્રતો.

## માંગરોળ.

૨ રા. રા. મલ્હારરાવ નારાયણરાવ ડાક્તર સાહેબ.
૧ રા. રા. ડાહ્યાભાઈ પ્રભુરામ દવે, મહેતાજી સાહેબ.
૧ ,, અનંતરાય બળવંતરાય વકીલ.
૧ શેઠ જાદવજી તલકચંદ.

## જામનગર.

૫ સ્વસ્થાન જામનગર. હા. દીવાનજી મગનલાલ બાપુભાઈ.
૧ રા. ભગવાનલાલ વિ. અમરજી.
૧ ,, નવલશંકર વિ. રવિશંકર.
૧ ,, બેહેચરલાલ વિ. ફુલશંકર.
૧ ,, ત્રીકમલાલ વિ. કરૂણાશંકર.
૧ ,, ઠાકરશી વિ. જેઠાભાઈ.
૧ ,, જેઠાલાલ શિવદાસ.
૧ ,, મણિશંકર મૂળશંકર આચાર્ય.
૧ ,, પ્રભુલાલ વિ. હેમતરામ.
૧ ,, નારાણજી વિ. રામજી આ. માસ્તર.
૧ સુશિલ ધ્રુમાબ્હેન વિ૦ લક્ષ્મીશંકર.

## ભાણવડ.

૧ રા. ઝીણાભાઈ માવજી વકીલ.
૧ ,, મોઢ પ્રમાણંદદાસ કારકુન.
૧ ,, જમનાદાસ વિ. વિઠ્ઠલદાસ.
૧ ,, સોમચંદ જીવા.
૧ ,, હામદમિયાં સાલેમિયાં.
૧ ,, સતાપુરના અવલ કારકુન.

## હળવદ.

૧ રા. રા. ચતુરભૂજ ગૌરિશંકર.

પ્રતો.

## ભાવનગર.

૨ રા. રા. નર્મદાશંકર દામોદર અધ્યાપક.
૨ શેઠ શેખમહમદ જમાલભાઈ.
૧ રા. માધવલાલ વિ. સંતોકરામ દેશાઈ.
૧ ,, હરિરામ દયારામ ભટ્ટ.
૧ ,, પરસોતમ વિ. શ્યામજી દોસી.
૧ ,, દેવકરણ નથુભાઈ ભાવસાર.
૧ ,, ડુંગરપરા ભગવતીશંકરભાઈ.
૧ ,, છોટમલાલ કરૂણાશંકર આચાર્ય.
૧ ,, ભાણજી નથુ ભાવસાર.
૧ ,, મગનલાલ કલ્યાણજી ભટ્ટ.
૧ ,, કુબેર જેઠા દરજી, ગોહેલ.
૧ શેઠ વનમાળીદાસ નથુભાઈ સુખડિયા.
૧ રા. રા. નારાણદાસ મોતીચંદ ડાક્તર સાહેબ.
૧ ,, પ્રાણજીવન ભીમજી કમ્પૌંડર.
૧ ,, છોટમલાલ ખોડીદાસ.
૧ ,, જીવા જુઠા.
૧ ,, મગનલાલ કરશનજી.
૧ ,, વ્રજલાલ ઓધવજી ઠકર.
* ,, અમરસિંહજી માલુભાઈ હવાલદાર, ગોહલ.
૧ ,, નારણભાઈ જુઠાભાઈ શેઠ.
૧ ,, હેમરાજ મૂળજી ઠકર.
૧ ,, ભવાનીશંકર ગગલ દવે.
૧ ,, ભવાન હરખા ભાવસાર.
૧ ,, જગજીવન વિ. વર્ધમાન.
૧ ,, લાભશંકર પ્રભાશંકર દેશાઈ.
૧ શ્રી જૈનધર્મ પ્રસારક સભાના પ્રમુખ સાહેબ.
૧ રા. ચુનીલાલ છગનલાલ ગેડી.
૧ ,, મુકુંદરાય મહીપતરાય મહેતા.

પ્રતો.

૧ રા. આણંદજી નાગરદાસ.
૧ ,, ત્રીભોવનદાસ.

## કેશોદ.

૪ રા. રા. આનંદજી વહાલજી રાજ્યગુરૂ, સ્કુલ માસ્તર.
૧ ,, ત્રીકમરાય ભવાનીદાસ.
૧ ,, મહાસુખરાય વિ. ભવાનીદાસ, પોલિસ ફોજદાર.
૧ વિદ્યાર્થિ વિઠ્ઠલજી ડોસા.
૧ રા. પીતાંબર દામોદર ફર્સ્ટ આસિસ્ટંટ માસ્તર.
૧ ,, માધવજી આણંદજી.
૧ ,, નથુભાઈ આમદ.

## ખંભાળિયા.

૩ ડાક્તર સાહેબ વીરજી ઝીણા, એલ. એમ. એન્ડ એસ.
૧ રા. રા. ગીરિન્તશંકર નરભેશંકર ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટસાહેબ.
૨ શેઠ કરસનદાસ ભાણજી ચપ્પર.
૧ ,, ત્રીકમદાસ દયાળ મોડપરીઆ.
૧ રા. ભૂલાભાઈ જેરામ મહેતા.
૧ ,, રામનંદ દેવનંદ વ્યાસ.
૧ ,, ચતુર્ભુજ પદમસી.
૧ ,, ગૌરીશંકર નરભેશંકર મંકોડી.
૧ ,, ગૌરીશંકર હરખજી.
૧ ,, જયશંકર દયારામ પંડિત.
૧ ,, મુરારજી પ્રેમજી વૈદ્ય.
૧ ,, ભૂલા સામળજી મંકોડી, જેલર.
૧ ,, પ્રગટશંકર વાસણજી વકીલ.
૧ ,, માધવલાલ હરજીવનદાસ ,,
૧ ,, રતનસિંહ ગોપાળજી ભટ્ટ.

## વાંકાનેર.

૧૦ રા. રા. દ્વારકાદાસ નંદલાલ, ન્યાયાધીશ સાહેબ.

પ્રતો.

**દીડવાડા.**

૨ રા. ગુમાન નરસિંહ, પોલિસ પટેલ.

**શીલુંડી.**

૧ રા. સુલેમાન ઈશાકજી સ. ગુ. નિશાળના આ. માસ્તર.

૧ રા. ચતુર બાવાજી.

**કોચીન.**

૧ શેઠ દેવકરણ ચતુર્ભુજ.

**વડોદરા.**

૨૫ નામદાર ગાયકવાડ સરકારનું કેળવણી ખાતું, હા. ડીરેક્ટ ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

૨ રા. રા. બાપુજીભાઈ જાદવરાય મજમુનદાર.

**બડોલી.**

૧ રા. નરભેરામ કેશવરામ ગોર. આસિસ્ટંટ માસ્તર.

**માખિયાલા.**

૧ રા. ગંગાધર ગોવર્ધન મહેતાજી.

**લિંબડી.**

૧ રા.રા. પુરૂષોત્તમ કહાનજી ગાંધી. "કવિતાવિલાસ" વાળા.

**ગોધરા.**

૧ રા. માણેકલાલ રણછોડલાલ મહેતા, સિરસ્તેદાર.

૧ ,, રામજી તુળસીદાસ, કારકુન.

૧ ,, ભેરવસિંહ જસવંતસિંહ સિરસ્તેદાર, પંચમહાલ.

૧ ,, મનસુખલાલ મયાશંકર કારકુન.

૧ ,, રેવાશંકર બાપુજી આબકારી ઈન્સ્પેક્ટર સાહેબ.

**ધ્રાંગધ્રા.**

૧ રા. દયારામ પુરૂષોત્તમ પાઠક.

પ્રતો.

**મોરબી.**

૧ રા. તેજપાળ બાવાણી.

**માળિયા.**

૧ રા. છોટાલાલ જાદવરાય વહિવટદાર સાહેબ.

**ઝહેર.**

૧ રા. ગોવર્ધનદાસ મૂળચંદ, મેહેતાજી સાહેબ.

**રવ.**

૧ રા. કહાનજી વિ. જીભાઈ દવે.

૧ ,, ન્યાલચંદ વિ. ફુલચંદ દોસી.

**બીલખા.**

૧ વાલાકાળા દેવદાન જેતપોર, બીલખા ભાગદાર સાહેબ.

**ભોઈકા.**

૨ ડી. એચ. ફરનાન્ડિઝ પોલિસ ફોજદાર સાહેબ.

૧ રા. રા. વાઘજી ત્રીકમજી, મહેતાજી સાહેબ.

**મહુધા.**

૧ રા. રા. જેઠાલાલ લાલજી મજમુનદાર સાહેબ.

**લાઠીદડ.**

૧ રા. રા. લાલજી ગૌરિશંકર.

**કોડાય.**

૧ શેઠ ઠાકરસી જેઠા.

૧ માસ્તર હરિશંકર કહાનજી.

**નડિયાદ.**

૨ રા. રા. બાળાશંકર ઉલ્લાસરામ.

**મહેમદાવાદ.**

૧ રા. હરિલાલ આશારામ શાહ.

૧ ,, છોટાલાલ ગીરધર મ્યુનિસિપલ કારકુન.

**કલકત્તા.**

૧ શેઠ ઈબ્રાહીમ મહમદ બંગાલી.

રાવળ;-યોગસાંખ્યાદિ વેદાન્ત તત્ત્વ સમજવાની આકાંક્ષા રાખના
રને એ ઉપયોગી સાધન છે કિં૦ રૂ. ૧॥

**स्वपराक्रम.**—(બીજી આવૃત્તિ) જાત મહેનતથી થતા લાભવિષે સ્માઇલ્સ સાહેબે રચેલા "Self help" નું ભાષાંતર. આ ગ્રંથવિષે ઘણા કિંમતી અભિપ્રાય મળ્યાછે. કર્ત્તા રા. રા. અર્જુન નાનજી નમળ, તાલુકા સ્કુલમાસ્તર પોરબંદર. કિંમત રૂ. ૦॥

**सुंदरी गुणमंदिर.**—એના ચૌદ ખંડમાં સ્ત્રીઓના ઉત્તમોત્તમ
સદ્ગુણ સણગારનાં ઉમદા ચરિત્ર અને પતિવ્રતા સ્ત્રીઓનાં ને
શાસ્ત્રનાં ઉદાહરણો તથા પ્રમાણો આપ્યાછે. અગાઉથી
ને પાછળથી દોઢું મૂલ્ય પડશે. રચનાર રા. રા. મહા-
ગોવિંદદાસ.

ण.—સંસ્કૃત ઢબની સરળ અને સુભાષિત કવિતાનો
રચનાર શીઘ્રકવિ શાસ્ત્રી કેશવલાલ વિ૦ રેવા-
(અગાઉથી.)

, અર્થ, કામ અને મોક્ષ પ્રસંગોપાત જેમાં ચર્ચાય
પુસ્તક. વાર્ષિક કિં૦ રૂ. ૧. પ્રકટકર્ત્તા રાવ સાહેબ
ઈ દ્વિવેદી.

त्न.—સ્ત્રીઉપયોગી વાર્તા, કવિતા અને ભરતચિત્રના
ગટ થતો માસિક ગ્રંથ. વાર્ષિક કિં. રૂ. ૧. પ્રસિદ્ધ-
લીબાઈ.

य.—જુના રાજકિય વખતનું સાદું પણ સંગીત મિશ્ર
ઓની સંસ્કૃત તથા હિંદુસ્તાની કવિતા એ તેનાં ચિત્રા
ર આભૂષણો છે. રચનાર રા. રા. આનંદજી [illegible]
સ્કુલમાસ્તર કેશોદ.

ઉપલા ગ્રંથોવિષે મને લખવું. છુટક મંગાવનારને પુસ્તક
મંડલી, ઇશ્વરદાસ પુસ્તકાલય, શ્રીસદ્બોધરત્નની ઓફીસ
વગેરેથી મળશે.

કહાનજી ધર્મસિંહ.
બહારકોટ, ચંપાવાડી ઘર નં. ૨૯ મુંબઈ.